# હિતશિક્ષા



( રાગ-અરે જીવ ! શીદને કલ્પના કરે )

સુભાગી ! મોહ મમતમા ચરે, મનુજનો જન્મ વૃથા કયા કરે ?-ટેક

ધન જોબન સુખ સ્થિર તુ માને, આશા ઝુઠી ધરે,
દર્ભપાનના જલબિન્દુ સમ, આયુષ્ય ઓછુ કરે સુભાગી૦ ૧

સત્તાધારી ચક્રવર્તીઓ, કાળ ઝપાટે ડરે,
કાળ-ચક્રનો વેગ નિરાળો, તેથી સૌ થન્થરે સુભાગી૦ ૨

ક્ષણિક સુખનો મોહ નકામો, મૂઢ બની કયમ ફરે ?
ધન સત્તાનો ગર્વ તજી દે, આત્મવૃદ્ધિ એ હરે સુભાગી૦ ૩

જ્ઞાન ધ્યાન તપ જપ સંયમથી, કપાય તુ પરહરે,
મોક્ષધામના સાચા સાધન, એથી નર ઉદ્ધરે. સુભાગી૦ ૪

માયા મમતા જે નર છોડે, અજિતપદને વરે,
મુનિ હેમેન્દ્ર પ્રભુ-સ્મરણેથી, ભવસિન્ધુને તરે. સુભાગી૦ ૫



# પવિત્રતાને પંથે

યાને

## અઢાર પાપસ્થાનકથી નિવૃત્ત થવાનો માર્ગ



લેખક —
મણિલાલ નથુભાઈ દોશી બી. એ.

પ્રકાશક —
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

વીર સં. ૨૪૭૦ વિ. સં. ૨૦૦૦

કિંમત ૭ આના

મુદ્રક—શાહ ગુલાબચંદ લલ્લુભાઈ શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ
દાણાપીઠ—ભાવનગર

# વિષયાનુક્રમણિકા







# બે બોલ

પવિત્રતા એ આત્માનો સ્વભાવ છે સત્ય, પ્રેમ, દયા, મૈત્રી, પરોપકાર એ આત્માના સ્વાભાવિક ગુણ છે આત્મા પોતાની શક્તિ જ્ઞાન અને પ્રેમ જગતમા પ્રગટ કરવા માગે છે, પણ તે પ્રગટ કરવામા કેટલીક અસ્વાભાવિક–વિભાવિક વૃત્તિઓ નડે છે, અને તે અસ્વાભાવિક વૃત્તિઓ તે પાપસ્થાનકો છે જીવાત્મા પોતાનુ સત્ય સ્વરૂપ ભૂલી જઇ, રાગ, દ્વેષ અને કષાયોને વશ થઇ અહકાર અને મમત્વભાવથી પ્રેરાઇને પોતાના સ્વભાવને અનુચિત એવા અનેક પાપકર્મો આચરે છે, તેને જૈન શાસ્ત્રકારોએ અઢાર વિભાગમા વહેચી નાખ્યા છે અને તેને પાપ સ્થાનકો એવુ નામ આપ્યુ છે તે પાપસ્થાનકોનુ સ્વરૂપ શુ છે? તેના કેવાં માઠા પરિણામ આવે છે? અને તેમાથી બચવાને કેવા પ્રકારના વિચારો તથા વર્તન રાખવુ, એ આ પુસ્તકમા બતાવવામા આવ્યુ છે

જેમ સર્પનુ ઝેર ઉતારવાને તે ઉતરે નહિ ત્યાસુધી પુન પુન એ જ મત્ર બોલવામા આવે છે, પણ તે પુનરુક્તિ દોષ ગણાતો નથી, તેમ પરપરિવાદ, પૈશુન્ય, અભ્યાખ્યાન વગેરે એકસરખા લાગતા દોષો સબધી વિવેચન કરવામા કોઇ સ્થળે પુનરુક્તિ થઇ હોય તો તે ક્ષતવ્ય ગણવામા આવશે, એમ આશા રાખવામાં આવે છે

આપણા આત્મામા અનત શક્તિ છે, તેનુ આપણને ભાન નથી આપણે કર્મનો અને કર્મની પ્રકૃતિનો બહુ વિચાર કરીએ છીએ પણ આત્માના એક પ્રદેશમા અનત કર્મસમુદાયને તોડવાનુ સામર્થ્ય છે, એ બાબત પર વિશેષ લક્ષ આપવાની જરૂર છે લાખો મણના અધકારનો એક નાની સરખી દીવાસળી નાશ કરી શકે છે, તેમ જો આપણને આત્માની પવિત્રતાનો, શક્તિનો અને પ્રકાશનો ખ્યાલ આવે જો આપણે તેનુ ચિતન કરીએ તેને અનુભવવા પ્રયત્ન કરીએ તો આપણામા એટલી બધી શક્તિ સ્ફુરે કે જેના બળથી પાપસ્થાનકરૂપ દોષો આપણે ઘણી ત્વરાથી ટાળી શકીએ, માટે આપણે સ્વભાવે દિવ્ય છીએ અને દોષો તે આપણા નહિ પણ આપણી વિભાવીપ્રકૃતિના છે

એ વિચારનુ ચિંતન કરી આ પુસ્તકમા વર્ણવેલા અઢાર પાપસ્થાનકોથી બચતા વાચકવર્ગ પ્રયત્ન કરશે તેમા આ પુસ્તકની સાર્થકતા છે

છેવટ વાચકવર્ગને એ જ વિનંતિ કે—આમાના દરેક પ્રકરણનુ હાર્દ સમજી જે દોષ પોતાનામાં હોય તે ટાળવા પ્રયત્ન કરવો દોષને ટાળવા માટે દોષનુ સ્વરૂપ સમજી લઇ તેની સામેનો સદ્‌ગુણ ખીલવવા પ્રયત્ન કરવો ક્ષમાનો સદ્‌ગુણ ખીલવવાથી ક્રોધ પોતાની મેળે ચાલ્યો જશે તેમ સરળતા ખીલવવાથી માયા દૂર થઇ જશે. તેવી રીતે દરેક દોષને ટાળવા તેના વિરોધી સદ્‌ગુણોનુ જેમ બને તેમ વધારે ચિંતન કરવુ અને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરવો કે જેથી તે સદ્‌ગુણ સમય જતા સ્વાભાવિક થઇ જશે

આ બુક શેઠ લધાભાઇ ચાપશીની પ્રેરણાથી છપાવવામા આવી છ અમને પણ પસદ પડવાથી અમે તેની વધારે નકલો શ્રી જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકોને ભેટ આપવા માટે છપાવી છ આ બુકમા સહજ સુધારોવધારો કર્યો છે છેલ્લા ૪૦ બુમાં વધારે વધારો કર્યો છે તે ખાસ વાચવા લાયક છે

આ બુકના મુખ્ય લેખકનો આભાર માનીએ છીએ. બે બોલ પણ તેમના જ રાખ્યા છે દરેક પ્રક જો સાગ ને અસરકારક છે તે લક્ષપૂર્વક વાચવાની ભલામણ કરવામા આવે છે બીજા નોવેલો વિગેરેના શુષ્ક લખાણો ન વાંચતા આવુ આત્મહિતકારક લખાણ જ વાચવુ હિતાવહ છે

શેઠ લધાભાઈએ પોતાની માતુશ્રીના શ્રયાર્થે આ બુક છપાવી છે અને તે પોતાના કુટુબમાં વહેચવાનુ ધાર્યુ છે આવા પુસ્તકની લ્હાણી કરવી તે ખરેખર શ્રેયકારક છે પ્રાગભમા વધારે ન લખતા બે બોલ સમાપ્ત કરવામા આવે છે

સ ૨૦૦૦ કાર્તિકી પૂર્ણિમા

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર

# પવિત્રતાને પંથે

અથવા

# અઢાર પાપસ્થાનકોથી નિવૃત્ત થવાનો માર્ગ.

## પ્રકરણ ૧ લું.

### પ્રાણાતિપાતવિરમણ

જીવમાત્ર સુખને શોધે છે જ્યા સુધી આત્માને પોતાના ખરા સ્વરૂપનો અનુભવ ન થાય ત્યાસુધી તેને કદાપિ ખરી શાન્તિ મળી નથી અને મળવાની નથી આત્મા પોતે જ્ઞાન–સ્વરૂપી છે તેનામા અનત જ્ઞાન, અનત શક્તિ અને અનત આનદ રહેલા છે તે આત્મા પોતાના જ્ઞાનસ્વરૂપે જગતના તમામ પદાર્થોને–ત પદાર્થોના ગુણ અને પર્યાયો સહિત જાણે છે અને અનુભવે છે તે બાહ્ય પદાર્થોને તેમજ પોતાના શરીરોને સાધનો તરીકે વાપરે છે, પણ પોતે પોતાના સ્વરૂપમા જ આનદ માને છે ઇન્દ્રિયોના આવેશો અને મનના વિચારોરૂપી તરગો તેના પગ આગળ આવીને ભલે અથડાય પણ તે તો પોતાના ઉચ્ચ સ્વભાવરૂપ ખડક ઉપર સ્થિર રહે છે, કારણ કે ઇન્દ્રિયો તથા મનને બળ આપનાર પણ પોતે જ છે, માટે જ્યા આત્મા પોતાનુ બળ ખેચી લે છે ત્યા મન તથા ઇન્દ્રિયો શિથિલ બની જાય છે અને તે

આત્મા પર પોતાનો પ્રભાવ દર્શાવી શકતા નથી આત્મા તો ઇન્દ્રિયો, મન અને વાસનાઓનો સેવક નહિ પણ સ્વામી છે આત્માના બળનો શો ખ્યાલ આપી શકાય? શ્રીમાન્ શુભચંદ્રાચાર્યે જ્ઞાનાર્ણવમા કહ્યું છે કે—

अहोऽनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः ।
त्रैलोक्यं चालयत्येव, ज्ञानशक्तिप्रभावतः ॥

આ વિશ્વને પ્રકાશ આપનાર આત્મા અનંતશક્તિવાળો છે તે પોતાની જ્ઞાનશક્તિના પ્રભાવથી ત્રણ ભુવનને ધ્રુજાવવા સમર્થ છે આ આત્મશક્તિને દેવો અને અસુરો પણ વશ થાય છે, તો પછી સામાન્ય મનુષ્યો અને પશુઓની તો વાત જ શી? આ આત્મશક્તિ આગળ મોટા મોટા નરેન્દ્રો અને ચક્રવર્તીઓ પણ નમી પડે છે આત્માનુ પ્રેમસ્વરૂપ જ્યારે પ્રગટ થાય છે ત્યારે તે સ્વરૂપ પ્રકટ કરનારની સમીપમા આવનારા વિરોધીઓનો વિરોધ ટળી જાય છે, એટલુ જ નહિ પણ સ્વભાવથી વિરોધી પશુઓ પણ પોતાનો વૈરભાવ ટાળી શાન્ત થઈ જાય છે તેના પ્રેમની પ્રભા આગળ વૈરવિરોધનુ વાદળ ટકી શકતું નથી તે આત્મા પોતાના જ્ઞાનબળવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળના બનાવોને હસ્તામલકવત્ પોતાની દૃષ્ટિ સમીપ એક જ સમયે જોઇ શકે છે તેના શુદ્ધ હૃદયમા દરેક બાહ્ય વસ્તુનુ પ્રતિબિંબ પડે છે અને તેથી કોઇપણ જાતના પ્રયાસ સિવાય તે સર્વ પદાર્થો અને બનાવોને જોઇ શકે છે, જાણી શકે છે અને અનુભવી પણ શકે છે વળી શુદ્ધ આત્મા સ્વસંતુષ્ટ હોવાથી પોતાના સુખ વાસ્તે તેને

બહારના પદાર્થો કે મનુષ્યો પર આધાર રાખવો પડતો નથી મનુષ્યોને પોતાના આત્માના દિવ્ય આનંદનું ભાન જેટલા પ્રમાણમા ઓછું તેટલા પ્રમાણમા તે આનંદ મેળવવા માટે બાહ્ય પદાર્થો વિશેષ રૂપમા પ્રાપ્ત કરવા ઇચ્છે છે અને મથે છે, પણ ખરા આત્મજ્ઞાનીનો આનંદ પોતાનામા રહેલો હોવાથી તે બાહ્ય વસ્તુઓના સદ્ભાવ કે અભાવમા એકસરખી પ્રસન્નતા જાળવી શકે છે તે અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગોમા—જગત જેને સુખદુઃખના પ્રસંગો કહે છે તેવા પ્રસંગોમા—આનંદમા રહી શકે છે આત્મા અમર હોવાથી અંતવાળી વસ્તુઓના સદ્ભાવે શું રાચે ? તેમજ અંતવાળી વસ્તુઓના અભાવે ખિન્ન પણ શું થાય ? અનંત કાળનો પ્રવાસી આત્મા આ બધા સંસારરૂપી નાટકનો પ્રેક્ષક છે, દ્રષ્ટા છે—સાક્ષી છે, પણ ભૂલથી પ્રેક્ષક મટી એક્ટર—નાટકનો પાત્ર બની જાય છે એટલે લેપાય છે અને સંસારનાટકમા તેને પણ અનેક ભાગ ભજવવા પડે છે

આત્મા, ઉપર જણાવ્યા પ્રમાણે અનંત આનંદમય, અનંતશક્તિમય અને અનંતજ્ઞાનમય છે, છતા શા સારુ ખીન્ન, અલ્પશક્તિવાળો અને બહુ જ ન્યૂન જ્ઞાનવાળો જણાય છે ? તેની શક્તિ, જ્ઞાન અને આનંદને રોકનારા કારણો કયા છે ? જેમ સૂર્યના પ્રકાશને વાદળ રોકે છે તેમ આત્માના પ્રકાશને રોકનારા વાદળો કયા ? વળી આપણે પોતે જ આ આત્મા હોવાથી અને આત્મા પોતે શક્તિ, જ્ઞાન અને આનંદના સમૂહરૂપ હોવાથી શા સારુ તે શક્તિ, જ્ઞાન અને આનંદનો આપણને અનુભવ થતો નથી ?

ઉપરના પ્રશ્નનો ઉત્તર સમજવાને માટે આપણે એક દૃષ્ટાન્ત લઈએ

હાલનુ વિજ્ઞાનશાસ્ત્ર આપણને જણાવે છે, તેમજ આપણે અનુભવથી પણ જાણીએ છીએ કે આપણી ચારે બાજુએ હવા આવેલી છે, પણ જે વસ્તુ ચારે બાજુએ આવેલી હોય તેનુ આપણને ભાન હોતુ નથી વળી આ હવાને વજન પણ છે, અને તે દરેક વર્ગ ઈંચ ( square inch ) ઉપર ૫ દર રતલ છે છતા આપણને તે વજનનો ભાર લાગતો નથી પણ જો કોઇ પણ બાજુથી હવા લઈ લેવામા આવ અને ત્યા જગ્યા ખાલી થાય, તો હવાના દબાણનુ તરત જ આપણને ભાન થાય જો એક શીશીમાથી હવાના ૫ પવટે હવા ખેચી લેવામા આવે, અને જો તે શીશા પર હાથ મૂકવામા આવે તો હાથ ઉપર હવાનુ દબાણ એટલુ બધુ થાય કે હાથમાંથી લોહીની સેરો નીકળે, કારણ કે ઉપરના દબાણને રોકનારુ હવાનુ નીચેનુ દબાણ તે વખતે હોતુ નથી તે જ રીતે આત્માની પૂર્ણ શક્તિઓ આપણામા છે પણ આપણા હૃદયો બહારના પદાર્થો, વાસનાઓ અને વિચારોથી એટલા બધા ભરેલા છે કે તે આત્માની શક્તિઓનુ દબાણ આપણને લાગતુ નથી જે પળે હૃદય ઉપરથી પાપ તરફ દોરી જતી વાસનાઓ અને વિકારોનો ભાર ઓછો થઇ જાએ, તે જ પળે તે સ્થળે આત્માની શક્તિઓ પ્રકટ થઈ પોતાનો પ્રભાવ દર્શાવશે આત્માની શક્તિઓ ખીલવવાની નથી, તે તો ખીલેલી જ છે, પણ તેને પ્રકટ થવામા જે અતરાયભૂત કારણો છે તે દૂર કરવાના છે

આત્માની શક્તિઓને પ્રકટ થવામા જે અંતરાયભૂત કારણો છે તેને પાપસ્થાનકો કહેલા છે તે પાપના-અશુભ પ્રવૃત્તિના હેતુઓ છે જ્યા સુધી પાપપ્રવૃત્તિના હેતુઓ વિદ્યમાન હોય ત્યા સુધી અશુભ પ્રવૃત્તિ થવાની અને તેના પરિણામે જે કર્મરૂપ વાદળ પ્રગટે તે આત્મસૂર્યને પ્રકટ થવા દે નહીં, માટે જો આત્માની ખરી શક્તિઓ પ્રકટ કરી સ્વાનદમા મ્હાલવુ હોય તો મનુષ્યે અઢાર પાપસ્થાનકોનુ સ્વરૂપ સમજી જેમ બને તેમ તેનો ત્યાગ કરવા પ્રવૃત્ત થવુ જોઇએ તે અઢાર પાપસ્થાનકો જૈનધર્મમા વર્ણવેલા છે તે નીચે પ્રમાણે છે—

(૧) પ્રાણાતિપાત (૨) મૃષાવાદ (૩) અદત્તાદાન. (૪) મૈથુન (૫) પરિગ્રહ (૬) ક્રોધ (૭) માન (૮) માયા (૯) લોભ (૧૦) રાગ (૧૧) દ્વેષ (૧૨) કલહ (૧૩) અભ્યાખ્યાન (૧૪) પૈશુન્ય (૧૫) રતિઅરતિ (૧૬) પરપરિવાદ (૧૭) માયામૃષાવાદ (૧૮) મિથ્યાત્વશલ્ય

આ અઢાર પાપસ્થાનકો આત્માના પ્રકાશને પ્રગટ થતો અટકાવે છે આ અઢારમા પ્રથમના પાચ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ મુખ્ય છે બીજા તેર ગૌણ છે, પણ આ પાચને પુષ્ટિ આપી વધારે પ્રબળ બનાવે છે તે અપેક્ષાએ તે તેર પણ પાપસ્થાનકો છે વળી આ પાચમા પણ મુખ્ય પાપસ્થાનક હિંસા છે તે બધા દોષોનુ મૂળ છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા કહ્યુ છે કે-સર્વ જીવો પ્રત્યે અહિંસા-પ્રેમ (મૈત્રીભાવ) કરીને જીવ શાન્તિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરે છે જ્ઞાનાર્ણવમા પણ કહ્યુ છે કે —

अहिंसैव जगन्माताऽ-हिंसैवानन्दपद्धतिः ।
अहिंसैव गतिः साध्वी, श्रीरहिंसैव शाश्वती ॥

અહિંસા જગતની માતા છે, અહિંસા આનંદની શ્રેણી છે, અહિંસા એ જ ઉત્તમગતિ–માર્ગ છે અને અહિંસા એ જ શાશ્વતી લક્ષ્મી છે યોગસૂત્રના રચનાર શ્રી પતંજલિ ઋષિ કહે છે કે—

"જ્યારે મનુષ્યને અહિંસા સિદ્ધ થાય ત્યારે તેવા મનુષ્યની સમીપમા વિરોધી પ્રાણીઓ પણ પોતાનો વૈર વિરોધ તજી દે છે" આપણે શાસ્ત્રોમા પણ સાભળ્યુ છે કે-જ્યારે મહાવીર પ્રભુ સમવસરણમા બેસી ઉપદેશ આપતા હતા તે સમયે સર્વ પશુ-પખીઓ પણ પોતાનો સ્વાભાવિક વિરોધ તજી એક બીજા સાથે પ્રેમભાવથી બેસતા હતા

જે અહિંસાનો આવો પ્રભાવ છે તેનુ સ્વરૂપ આપણે સમજવુ જોઇએ, અને તેની પ્રતિપક્ષી હિંસાનો ત્યાગ કરવો જોઇએ

પ્રાણાતિપાતનો અર્થ એ જ થાય છે કે કોઈ પણ જીવને તેના પ્રાણથી વિયુક્ત કરવો અથવા તેને મારી નાખવો મનુષ્યને અથવા પશુને સર્વથી મારી નાખવુ એટલામા જ હિંસા સમાઈ જતી નથી, પણ પશુ પર અતિશય ભાર ભરવો, તેની ચામડી છેદવી, તેને બાધી રાખી યોગ્ય સમયે ઘાસપાણી ન આપવા, તેને સખ્ત ચાબકાથી મારવુ, અથવા અણીવાળો પરોણો ઘોચી તેની ચામડીમા છિદ્ર પાડવા-આ સર્વનો પણ હિંસામા સમાવેશ થાય છે તેથી

જ રીતે નોકરચાકરને લાતો મારવી અથવા શરીરના બીજા કોઇ ભાગ પર મારવો, અથવા કોઇનો એક પણ અવયવાદિક નાહક કાપી નાખવો તે પણ હિંસા છે સ્ત્રીઓને તેમ જ હાથ નીચે મૂકાયેલા બાળકોને સોટીથી મારવા અથવા કોઇ પણ શારીરિક શિક્ષા કરવી તે પણ હિંસા છે જ્યારે બાળકોને–કુમળા બાળકોને ગૃહમા કે શાળામા શિક્ષા કરવામા આવે છે ત્યારે તેમાથી ચાર અનર્થો ઉપજે છે (૧) બાળકો બીકણુ થાય છે (૨) તેઓ ભયને લીધે અસત્ય બોલતા શીખે છે (૩) તેઓ મારનારા પ્રત્યે દ્વેષ રાખે છે અને (૪) તેઓ જાતે પણ નિર્દયતાનો પાઠ શીખી સમય જતા પોતાના હાથ નીચે આવતા બાળકો તરફ ઘાતકી બને છે

પોતાના પ્રાણ જેટલા પોતાને પ્રિય છે તેટલા જ સામાના પ્રાણ તેને પ્રિય છે, પણ મનુષ્યો ક્રોધ, લોભ કે કામના આવેશમા આવી બીજાઓને હેરાન કરતા, અથવા બીજાઓના શરીરને અનેક પ્રકારનો ત્રાસ ઉપજાવતા જરા પણ ડરતા નથી માસાહારનો પણ હિંસામા સમાવેશ થાય છે પશુના વધ સિવાય માસ મળતુ નથી માટે જે લોકો માસાહાર કરે છે તેઓ હિંસાથી થતા પાપના ભાગી બને છે, માસાહારી પશુના વિકાસક્રમમા અડચણ નાખે છે તેટલે અશે કુદરતી નિયમ પ્રમાણે તેના પોતાના વિકાસમા અંતરાયો આવે છે પશુને લાગુ પડેલા ક્ષય, ચાદી વગેરે રોગોના જંતુઓ પણ તે માસમા હોય છે, અને તેથી તેનુ માસ ખાનાર મનુષ્યને તે રોગો લાગુ પડવાનો સંભવ છે વળી પશુને જ્યાર મારવામા આવે છે ત્યારે તે પશુના

હૃદયમા સ્વાભાવિક રીતે ક્રોધ, વૈર અને ધિક્કારના વિચારો પ્રગટે છે, તેથી તેવા પશુનુ માસ ખાનાર પણ ક્રોધી, ચીડીઓ અને અશાન્ત બને છે માસ ખાનારને દારૂ પીવાની જરૂર પડે છે, એટલે એક અનર્થ બીજા અનર્થનુ કારણ બને છે માસ બીજા સામાન્ય અનાજો કરતા મોઘુ પડે છે પશુઓનો વધ થવાથી દૂધ, દહીં, ઘી, માખણ વગેરે મોઘા મળે છે અને ખેતીને પણ પુષ્કળ નુકસાન થાય છે, પણ આ બધા કારણો કરતા સૌથી મોટુ કારણ તો એ જ છે કે પશુઓને આપણા જેવી જ લાગણી હોય છે આપણે મનની બાબતમા વિશેષ આગળ વધ્યા હોઇશુ, પણ તેમની સુખદુખની લાગણીઓ લગભગ આપણા જેવી જ હોય છે માટે તેવા લાગણીવાળા જીવને મારી, પોતાના આહારસ્વાદની તૃપ્તિ કરવી એ ખરેખર અનર્થ અને મહા હિસક કામ છે, માટે અહિસક બનવા ઇચ્છનારે માસનો તથા માસવડે બનાવેલી વસ્તુઓનો જરૂર ત્યાગ કરવો જોઇએ

યજ્ઞનિમિત્તે પશુઓનો જે વધ કરવામા આવે છે, તે પણ મોટામા મોટી હિસા છે જે દેવી જગદમ્બા-જગતની માતા કહેવાય છે તે કદાપિ પોતાના બાળકના રુધિરથી પ્રસન્ન થાય જ નહિ, અને જે પોતાના નિર્દોષ અને નિરપરાધી પશુઓરૂપ બાળકોના વધથી સતુષ્ટ થાય તે દેવી માતાના નામને પાત્ર જ શી રીતે થઇ શકે ? મનુષ્યે દેવીને-દિવ્ય શક્તિઓને પ્રસન્ન કરવા પોતાની અદર રહેલી પાશવ વૃત્તિઓનો-જેવી કે ક્રોધ, મોહ, લોભ, મત્સર, પરનિદા, વગેરેનો-ભોગ આપવો જોઇએ એક સ્થળે કહ્યુ છે કે-

यूप छित्त्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।
यदेव गम्यते स्वर्गे, नरके केन गम्यते ॥ १ ॥

જો યજ્ઞસ્તંભ છેદીને, પશુઓને હણીને અને લોહીનો કાદવ બનાવીને–આ પ્રમાણે કરીને જો સ્વર્ગે જવાતુ હોય તો પછી નરકે કોણ જશે ? માટે યજ્ઞનિમિત્તે જે હિંસા થાય છે તે અજ્ઞાનમૂલક છે તેનો કોઇ પણ રીતે બચાવ થઇ શકે તેમ નથી

'શિકાર એ પણ હિંસાનુ એક મોટુ કારણ છે શિકારી મનુષ્યો તેને એક રમતરૂપ ગણે છે, પણ તે રમતમા બીજાઓના પ્રાણ જાય છે તેનુ તેઓને કયા ભાન હોય છે ? શરીરબળ ખીલવવાના અનેક માર્ગ છે નિર્જીવ વસ્તુને નિશાન કરી ધનુર્વિદ્યા કયા શીખાતી નથી ? પણ બીજા અનાથોને સ્વચ્છદવૃત્તિથી મારવામા શૂરવીરોને એક પ્રકારનો ખોટો રસ પેદા થાય છે પણ શાસ્ત્રોમા તો કહ્યુ છે કે—

उद्यत शस्त्रमालोक्य, विषादभयविह्वला' ।
जीवाः कपन्ति सर्वत्र, नास्ति मृत्युसम भयम् ॥ १ ॥
कटकेनापि विद्धस्य, महती वेदना भवेत् ।
चक्रकुतासि शक्त्याद्यै-श्छिद्यमानस्य किं पुनः ? ॥ २ ॥

નિરાશા અને ભયથી વિહ્વળ થયેલા જીવો ઉગામેલુ શસ્ત્ર જોઇને કપે છે, કારણ કે મૃત્યુ સમાન બીજો ભય નથી કાટા ખૂચી જવાથી પણ પ્રાણીને જ્યારે મોટી વેદના થાય છે ત્યારે ચક્ર, ભાલો, તરવાર, બરછી વગેરે શસ્ત્રોથી છેદાતા પ્રાણીની વેદનાની તો વાત જ શી ?

પ્રાચીન સમયમા યુદ્ધના પ્રસગે જો કોઇપણ મનુષ્ય મુખમા ઘાસનુ તરણુ લે તો સામો પ્રબળ શત્રુ તેને જીવતો મૂકતો હતો કારણ કે મુખમા ન ણુ લેનાર મનુષ્ય પશુ જેવો છે, માટે તેને શુ મારવો ? તો પછી તૃણ ખાઇને જ જીવનારા, ઝરાનું નિર્મળ જળ પીને તૃષા શમાવનારા નિર્દોષ પશુઓની હિંસા શિકાર કે મોજશોખ નિમિત્તે કરવી અને વર્તમાનપત્રોમા તે બહાદુરીના કાર્યો હોય તેમ તેના લાબા વર્ણનો છપાવવા એ જ સૂચવે છે કે આપણા સમાજનુ અ ત કરણ આ બાબતોને દોષરૂપ ગણવા જેટલુ ખીલ્યુ નથી

કેવળ શરી થી જ હિ સા થાય છે એમ નથી વચન અને મનથી પણ આપણે હિ સા કરીએ છીએ વચન ઉપર સ યમ નહિ રાખવાથી આપણે ન બોલવાનુ બોલીને સામી વ્ય ક્તિના જીવને દુ ખ આપીએ છીએ શારીરિક ઘા કરતા પણ વચનના ઘા કેટલીક વાર વધારે અસહ્ય નીવડે છે, અને તેને લીધે કેટલાએક ઓશીકા આસુઓથી ભીંજાના હશે, તેનો તે વચનો બોલનારને કયા ખ્યાલ હોય છે ? જીભમા અમૃત પણ છે અને ઝેર પણ છે વાણીમા ઘાયલ કરવાની શક્તિ છે અને ઘા રૂઝવવાની શક્તિ પણ છે, માટે હિ સાના પાપથી બચવા ઇચ્છનારે વાણીમા મીઠ ા રાખવી

કવિ બાલાશ કર કહે છે કે–

કડુ વાણી સુણે જો તુ, મીઠી વાણી સદા કહેજે,
પરાઇ મૂર્ખતા કાજે, મુખે ના ઝેર તુ લેજે

જૈનશાસ્ત્રમા જે પાચ સમિતિઓ કહેવી છે તેમા એક ભાષાસમિતિ છે ભાષાસમિતિ જણાવે છે કે–વાણી

સારી રીતે બોલાવી જોઇએ, તે અન્યાયયુક્ત નહિ પણ ન્યાયયુક્ત હોવી જોઇએ, તે અપ્રિય નહિ પણ પ્રિય હોવી જોઇએ, તે અસત્ય નહિ પણ સત્ય હોવી જોઇએ જે વાણી પોતાને પશ્ચાત્તાપ ઉપજાવતી નથી તેવી વાણીનો જ ઉચ્ચાર કરવો લાભદાયક છે

મનુષ્ય, શરીરથી હિંસા ન કરે, વચનથી પણ કોઇને નુકસાન ન કરે, છતા જો તેના મનમા બીજાનુ અશુભ કરવાની વૃત્તિ હોય તો તે મનવડે પણ હિંસા કરે છે

મનથી પાપકર્મ બંધાય છે અને મનથી પાપકર્મ છૂટે છે, તેના પર પ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાન્ત જૈન આલમને સુવિદિત છે પોતાના મનના શુભ ભાવવડે તે સ્વર્ગપ્રાપ્તિને યોગ્ય થયા, મનના અશુભ પરિણામવડે બીજાઓને મારવાની પ્રબળ ઇચ્છા કરવાથી નરકના દુખો ભોગવવાને પાત્ર બન્યા અને થોડા જ સમયમા તે અશુભ વિચારોને દૂર ફેંકી દઇ પોતાની ખરી સ્થિતિનુ ભાન લાવી આત્મસ્વરૂપનો વિચાર કરતા કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ થયા આ ત્રણે સ્થિતિમા મન એ જ મોટુ કારણ છે, માટે મનથી બીજાનુ અશુભ ચિંતવવુ, બીજાને દુખ થાય એવી ભાવના ભાવવી એ પણ હિંસા છે, કારણકે **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो.** । 'મન એ જ મનુષ્યોને બંધ અને મોક્ષનુ કારણ છે' વળી આ સ્થળે એ પણ વિચારવા જેવુ છે કે **જે મનમા હોય તે બહાર આવ્યા વિના રહેતુ નથી.** દરેક કાર્યનો પિતા વિચાર છે વિચાર ઘટ્ટ થતા તે કાર્યરૂપે પરિણમે છે, માટે જે મનુષ્યના હૃદયમા બીજાનુ બૂરુ કરવાની ભાવના હશે, તે મનુષ્ય વહેલો કે મોડો

બીજાને નુકસાન કર્યા વિના રહેનાર નથી માટે આત્માર્થીએ સર્વનું શુભ ચિંતવવું બૃહત્‌શાંતિમાં કહ્યા પ્રમાણે સદા એવી ભાવના ભાવવી કે—

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाश, सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥

'સર્વ જગતનું કલ્યાણ થાઓ. લોકો પારકાના હિતમાં તત્પર બનો, તેમના દોષો નાશ પામો અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ.'

વંદિત્તાસૂત્રમાં પણ આપણે પ્રતિદિન બોલીએ છીએ કે—

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमन्तु मे ।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥

'હું સર્વ જીવોને ક્ષમા આપું છું, સર્વ જીવો મને ક્ષમા આપો. મારે સર્વ સાથે મૈત્રી છે, મારે કોઈ સાથે વેર નથી.' માટે હિંસાના પાપથી વિમુખ થઈ મનુષ્યે અહિંસા ધર્મનો આશ્રય લેવો. શ્રી જ્ઞાનાર્ણવમાં કહ્યું છે કે—

तन्नास्ति जीवलोके, जिनेन्द्रदेवेन्द्रचक्रकल्याणम् ।
यत् प्राप्नुवन्ति मनुजा, न जीवरक्षानुरागेण ॥

આ જગતમાં જીવરક્ષા પર પ્રેમ રાખવાથી મનુષ્ય સમસ્ત કલ્યાણકારી પદ પ્રાપ્ત કરે છે. તીર્થંકર, દેવેન્દ્ર અને ચક્રવર્તીત્વ જેવું એક પણ પદ નથી કે જે દયાવાન(અહિંસક)ને ન મળે, માટે પોતાની આત્મશક્તિ પ્રગટ કરવાવાળા દરેક જીવે શરીરથી, વચનથી અને મનથી કોઈ પણ જીવને દુઃખ ન થાય તેવી રીતે વર્તન કરવું.

## પ્રકરણ ૨ જુ.

---

### મૃષાવાદવિરમણ.

આખુ વિશ્વ સત્યથી ચાલે છે સૂર્ય, ચંદ્ર, તારાઓ પોતાની ગતિમા ચાલ્યા કરે છે તે પણ સત્યવડે જ યોગ સૂત્રના રચનાર મહર્ષિ પતંજલિએ કહ્યુ છે કે सत्यप्रतिष्ठाया वचनसिद्धि જ્યારે મનુષ્યમા સત્ય પૂર્ણ રીતે સિદ્ધ થાય છે ત્યારે તે મનુષ્યને વચનસિદ્ધિ પ્રાપ્ત થાય છે અર્થાત્ તે જે કઇ બોલે છે તે પ્રમાણે થાય છે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા કહેવામા આવ્યુ છે કે—

"પૂછ્યા સિવાય પોતે બોલવુ નહિ અને પૂછે ત્યારે અસત્ય બોલવુ નહિ" Truth in the purity of speech—સત્ય એ વાણીની પવિત્રતા છે પણ મનુષ્યો ક્રોધથી, લોભથી, કપટથી, અહંકારથી, ભયથી, હાસ્યથી અથવા સ્વાર્થથી કે પોતાના દોષો છુપાવવા માટે અસત્ય બોલે છે પવિત્ર આચારવિચારવાળા મનુષ્યો પણ આ અસત્યના પાશથી સર્વથા મુક્ત હોતા નથી ગરીબ તેમજ તાલેવંત, ગૃહસ્થ તેમજ સાધુ, પુરુષ કે સ્ત્રી, બાળક કે વૃદ્ધ—આ સર્વમા સંપૂર્ણ સત્ય બોલનાર ભાગ્યેજ જડી આવે છે જેવુ મનમા હોય તેવુ જ વચનમા બોલનાર પુરુષ યા સ્ત્રી વિરલ હોય છે આમ કહેવુ તે જગતને અન્યાય આપવા જેવુ લાગે, પણ અનુભવથી આ વાતની સત્યતા જણાઇ આવશે

અસત્યનો મોટામા મોટો દોષ એ છે કે જ્યા અસત્ય જણાયુ ત્યા તે કહેનાર ઉપર લોકો અવિશ્વાસની નજરથી જુએ છે તેની બીજી ખરી વાતો પ્રત્યે પણ લોકોને અશ્રદ્ધા પ્રગટે છે વ્યાપારીઓ લાખો રૂપીઆના માલ ધીરે છે તે પણ સામાની સાખ અથવા આબરૂથી આબરૂ અથવા સાખ અસત્યથી નાશ પામે છે કેટલાક મનુષ્યો તોલમાપમા ઓછુ આપે છે અથવા વિશેષ લે છે કેટલાક જૂઠા દસ્તાવેજો બનાવે છે અથવા ખોટી સાક્ષીઓ પૂરે છે કેટલાક જમીન, જનાવર અથવા કન્યાની લેવડદેવડમા અસત્ય બોલે છે વ્યાપાર-રોજગારમા તો જૂઠા સમ ખાવા એ તો કેટલાક વ્યાપારીઓને સહજ થઇ પડયુ છે વારવાર અસત્ય બોલવાથી લોકોના મનની સ્થિતિ એવી અધમ બની જાય છે, તથા તેમના અતઃકરણ એવા બુઠ્ઠા-લાગણી વગરના-થઇ જાય છે કે પોતે આ અસત્ય બોલે છે તેનુ પણ તેમને ભાન હોતુ નથી, તો પછી તે બોલવાથી પોતાના આત્માનુ અહિત થાય છે તેનો તો ખ્યાલ જ કયાથી આવે?

લોકોમા અસત્ય બોલવાનો રિવાજ છે, એ માન્યતાને લીધે કોઇ પણ માલ વેચનાર પર બીજાઓને વિશ્વાસ આવતો નથી તેથી એક વસ્તુ ખરીદવાને મનુષ્યોને અનેક દુકાને ભમવુ પડે છે, છતા પણ પોતે કદાચ છેતરાયો હશે એવો મનમા સશય રહ્યા કરે છે વળી આ રીતે વસ્તુઓ ખરીદતા સમય અને શક્તિનો કેટલો નકામો વ્યય થાય છે તે કયા લોકો નથી જાણતા કે નથી સમજતા?

મૃષાવાદ-અસત્ય કેવી રીતે અને શા કારણોથી બોલાય છે, તેના કેટલાક દાખલાઓ વિચારીએ

કેટલાક તો બડાઈ મારનારા મનુષ્યો હોય છે તેઓની સર્વ વાતો અતિશયોક્તિથી ભરેલી હોય છે તેઓ પોતાની દોલતના, સમાજમા પોતાની સ્થિતિના, મોટા મોટા મનુષ્યો સાથેની પોતાની દોસ્તીના, પોતાને મળેલા માનચાદના, પોતાના વડિલે ભૂતકાળમા કરેલા પરાક્રમોના અને ભવિષ્યમા તે કેવા પરાક્રમો કરવા ધારે છે તેને લગતા હવાઇ ખ્યાલોના સબધમા બડાઈ મારતા જ હોય છે આ હકીકતોનો અર્ધ કરતા પણ વધારે ભાગ તેઓની કલ્પના શક્તિથી તેઓએ રચ્યો હોય છે, અને સત્યના પ્રકાશમા આ હકીકતો ટકી શકે તેવી હોતી નથી માટે સત્યના ઉપાસકે આવી ખોટી બડાઈ મારવાની ટેવથી દૂર રહેવુ જ્યારે મનુષ્ય બીજાને કોઇ વાત કહેવા માડે છે ત્યારે તે વાતને રસિક બનાવવાને તેના જે અગમા ન્યૂનતા હોય તે પોતાની કલ્પના વડે ભરી દે છે અને આ રીતે અસત્ય બોલવાને દોરાય છે

બીજા પ્રકારના અસત્યવાદીઓ દ્વેષથી અસત્ય વચનો બોલવાને દોરાય છે તેઓ બીજાઓ સબધી અપ્રિય બાબતો સાભળીને તેમા પોતાના તરફથી કાઈક ઉમેરો કરીને જગત આગળ એવુ વર્ણીને મૂકે છે કે લોકો તે વાત સાચી માનવાને દોરાય છે તેઓ આ રીતે વગરપૈસાના પગનિંદા ફેલાવનારા ફેરીઆઓનુ કામ કરે છે આ ગુન્હો ઘણો મોટો છે એથી ચારિત્રપ્રતિષ્ઠાને થતી હાનિ ન સહન થવાથી કેટલાકે આપઘાત કર્યાના દાખલા જગપ્રસિદ્ધ છે શાસ્ત્રમા કહ્યુ છે કે–સહસાત્કારે કોઈની ખરી પણ ગુપ્ત વાત પ્રકટ કરવી એ પણ સત્યનો અતિચાર છે, તો પછી બીજાની

અછતી વાત જગત આગળ મૂકવી તેના જેવો અનર્થ બીજો કયો હોઈ શકે ? આ બધા જીભના પાપો છે તેનાથી સત્યના ઉપાસકે ચેતતા રહેવુ જોઈએ જ્ઞાનાર્ણવમા કહે છે કે—

पृष्टैरपि न वक्तव्य, न श्रोतव्य कथचन ।
वचः शकाकुल पाप, दोषाढ्य चाभिसूयकम् ॥

'જે વચન શકાભર્યુ હોય, પાપમય હોય, દોષવાળુ હોય અથવા બીજાની ઈર્ષા ઉત્પન્ન કરનારુ હોય તેવુ વચન બીજાએ પૂછવા છતા પણ કહેવુ નહિ, તેમ તેવા વચનો સાભળવા પણ નહિ'

આપણને આવા વચનો સાભળવામા રસ પડે છે તે જ આપણી નિર્બળતા સૂચવે છે આપણે બીજાના સબધમા જે અપ્રિય અથવા અનિષ્ટ વાત સાભળીએ તે ખરી ન પણ હોય અને કદાચ ખરી હોય તો પણ તે વિષે ન બોલવુ એ વધારે ડહાપણભર્યુ છે

કેટલાક અસત્યવાદીઓ પોતાના વચનનો ભગ કરે છે અને કારણ પૂછતા એક યા બીજુ બાનુ રજૂ કરે છે સત્ય બોલવાથી ઠપકો મળશે એવા પ્રસગો હોય ત્યા અસત્ય બોલવામા આવે છે નોકરોમા આ દુર્ગુણ વિશેષ હોય છે જ્યા માબાપ અથવા શિક્ષકો બહુ જ સખ્ત હોય છે અને જ્યા સત્ય કરતા પ્રશસાને વધારે માન અપાય છે, ત્યા ઘણા બાળકો અથવા વિદ્યાર્થીઓ અસત્ય બોલવાને દોરાય છે

એક મનુષ્ય પાચ રૂપીઆને વાસ્તે અસત્ય બોલે છે તેનો અર્થ એ જ કે સત્ય કરતા તે પાચ રૂપીઆને વધારે

કિંમતી ગણ્યું છે મનુષ્ય ધારે તો સર્વાંગસંપૂર્ણ સત્ય બોલી શકે, પણ તેને વાસ્તે ભોગ આપવા તેણે તૈયાર રહેવું જોઈએ હરિશ્ચંદ્ર સત્યવાદી રહી શક્યા, કારણ કે પોતે આપેલા વચનને ખાતર ભોગ આપવાને તત્પર હતા આજે હજારો વર્ષે તેમનું નામ આપણી જીભ પર તરી આવે છે ધર્મરાજ કહેવાતા યુધિષ્ઠિર અણીને પ્રસંગે અશ્વત્થામા મરાયા તે ઊંચા સ્વરે બોલ્યા-નરો વા કુંજરો વા-એટલે તે મનુષ્ય હોય કે હાથી હોય-એટલું ધીમેથી બોલ્યા તરત જ તેમનો રથ જે પૃથ્વી પર ચાલતો હતો તેનું એક ચક્ર ભૂમિમાં પેસી ગયું તે સત્યવાદી જીવે અસત્ય કહ્યું પણ તરત જ તેના અંતઃકરણે ડંખ દીધો અંતઃકરણરૂપી ઝગઝગતી તરવારે તેના મર્મસ્થાનને ભેદ્યું આ સ્થળે કોઈ પ્રશ્ન કરે કે આપણને કેમ એકદમ અસર થતી નથી? કારણ એ જ કે ઉજળે લુગડે ડાઘ લાગે ઉજળી ભીંત પર કાળું ધાબું તરત દેખાય, પણ જ્યાં બધું કાળું હોય ત્યાં જરાક કાળાશનો ઉમેરો થાય તો તે શી રીતે જણાય? જેણે વ્રત લીધાં હોય તેને અતિચાર લાગે, પણ જે સદા અવિરતિપણામાં રમણ કરતા હોય તેને પાપથી પાછા હઠવાનો વિચાર જ ક્યાંથી સૂઝે?

અસત્યના કેટલાક ગેરલાભ આપણે વિચાર્યા, તે જ રીતે સત્યના લાભ પણ વિચારવા જરૂરના છે સત્યથી લોકોનો આપણા પ્રત્યે વિશ્વાસ બેસે છે, માનપ્રતિષ્ઠા વધે છે, વ્યાપાર રોજગાર પણ તે સાખ-આબરૂને લીધે સારો ચાલે છે સત્યવાદી મનુષ્યમાં સત્યથી એક પ્રકારનું બળ આવે છે અસત્ય બોલનાર અચકાતા અચકાતા બોલે છે ત્યારે

આ સત્યવાદી પુરુષ બેધડક પોતાના પૂર્ણ જોશથી પોતાની વાત રજૂ કરે છે, કારણ કે તેને પોતાના સત્ય પર પૂર્ણ વિશ્વાસ હોય છે, પણ આ બધા વ્યાવહારિક લાભ ઉપરાંત કેટલાક આધ્યાત્મિક લાભ પણ થાય છે પ્રથમ તો તેના આત્માને અપાર સંતોષ થાય છે મનુષ્ય જ્યારે રાત્રે પોતાના કાર્યનું નિરીક્ષણ કરવા બેસે અને પોતાના અંતઃકરણ સાથે એમ કહી શકે કે–હું આજે કોઈ પણ બાબતમાં અસત્ય બોલ્યો નથી, અથવા મારા વચનથી મેં કોઈને પણ ઊંધું સમજવાનો અવકાશ આપ્યો નથી, તો તે મનુષ્યને કેટલો સંતોષ થતો હશે તેનો ખ્યાલ કરો, અને તેનો આત્મસંતોષ તમે પણ શા સારુ પ્રાપ્ત ન કરી શકો તે વિચારો વળી નિરંતર સત્ય વિચારો કરવાથી અને સત્ય બોલવાથી મનુષ્યને એક ધોરણ મળે છે, કે જે વડે તે અનેક અસત્ય બાબતો માંથી, જેમ અનેક ખોટા કાચના કકડામાંથી ઝવેરી ખરા હીરાને પારખી શકે છે તેમ, સત્યને પારખી શકે છે તે મનુષ્ય તેના વચનોની કિંમત આંકી શકે છે, અને તેથી તેને છેતરાવાનો ભય રહેતો નથી તેનો આત્મા સત્યના તેજથી પ્રકાશે છે અને કેટલીક વાર તો મનુષ્યો તેની પાસે અસત્ય બોલતા થરથરે છે

વળી સત્યનું આયુષ્ય બહુ લાંબુ હોય છે અસત્ય થોડો સમય કદાચ ફાવે; પણ તેનું આયુષ્ય બહુ અલ્પ હોય છે સત્ય તો ખડક જેવું હોય છે તેના પર પ્રચંડ જળકલ્લોલો અથડાય છતાં તે ટકી શકે છે, માટે આત્મહિતાર્થી મનુષ્યે સત્યનું મહત્ત્વ વિચારી સત્ય બોલવાનો અભ્યાસ પાડવો જોઈએ

વળી મનુષ્યને એક અસત્ય છુપાવવાને બીજા અનેક અસત્ય ઊભા કરવા પડે છે અને બીજા મનુષ્યોને પણ પોતાના અસત્યના ભાગીદાર બનાવવાની જરૂર પડે છે વળી અસત્યમા એવા બીજ રહેલા હોય છે કે જે પોતાના જ નાશના કારણરૂપ બને છે

"છેતરનાર જ છેતરાય છે" એ વચન સદાસર્વદા હૃદયમા કોતરી રાખવાનું છે અસત્ય એ ચાર દિવસના ચાદરણા જેવુ છે

ધારો કે આપણે એવુ અસત્ય બોલીએ કે જેથી સામી વ્યક્તિને નુકસાન ન પણ થાય, છતા આપણને પોતાને જે મોટુ નુકસાન થાય છે તેનો વિચાર કરવો ઘટે છે અસત્યથી અથવા આપણે જે કાઇ જાણતા અથવા માનતા હોઇએ તેની વિરુદ્ધ બોલવાથી આપણુ મન મલિન બને છે, અને તેથી આત્મા પર એક જાતનો પડદો આવી જાય છે અને આપણે આત્માનો પ્રકાશ ઝીલવા અસમર્થ થઇએ છીએ આપણી દૃષ્ટિ ઉપર પડલ આવી જાય છે, અને અમુક વસ્તુ અથવા બનાવમા સત્ય તત્ત્વ શુ છે તે આપણે જાણી શકતા નથી પણ—

He who thinks truth, speaks truth or acts truth, acquires a power to know truth by intuition which is above all reasoning

જે સત્ય વિચારે છે, સત્ય બોલે છે અને સત્ય વર્તન રાખે છે, તે આન્તરપ્રતિભા જે બુદ્ધિની પણ પેલી પારની શક્તિ છે, તે વડે સત્ય જાણવાની–પારખવાની શક્તિ મેળવે છે

## પ્રકરણ ત્રીજું

---

### અદત્તાદાનવિરમણ

ત્રીજું પાપસ્થાનક–આત્માના પ્રકાશને રોકનારું કારણ અદત્તાદાન છે તેનો સામાન્ય અર્થ એ થાય છે કે બીજાએ નહિ આપેલી વસ્તુ, તેની ઇચ્છા સિવાય લેવી તે, અદત્ત એટલે નહિ આપેલનું આદાન અથવા ગ્રહણ છે

જીવોને બાહ્ય વસ્તુઓ મેળવવાનો શોખ થાય છે લોકોની વાસનાઓ અને જરૂરીઆતો વધવા પામી છે જે પદાર્થો પ્રથમ મોજશોખની ચીજો તરીકે ગણવામા આવતી હતી તે હવે દરરોજના જરૂરીઆતના વિષયોરૂપ થઈ પડેલ છે એટલે વિશેષ ધનની જરૂર પડે છે તે ધન જો યોગ્ય રસ્તે મળે તો તો ઠીક, પણ જો તેમ ન મળે તો અન્યાયથી, કપટથી, બીજાને છેતરીને, ચોરી કરીને અથવા વિશ્વાસઘાત કરીને પણ તે મેળવવા જીવો દોરાય છે અને આ રીતે આ ત્રીજા પ્રકારનું પાપકર્મ કરે છે ધન એ મનુષ્યના બાહ્ય પ્રાણ છે, અને તે જવાથી મનુષ્યના આંતર પ્રાણનો પણ નાશ થવા સંભવ છે જ્ઞાનાર્ણવમા લખ્યું છે કે —

वित्तमेव मत सूत्रे, प्राणा बाह्या शरीरिणाम् ।
तस्यापहारमात्रेण, स्युस्ते प्रागेव घातिता' ॥ १ ॥

ધનને ધર્મપુસ્તકોમા જીવોના બાહ્યપ્રાણરૂપ કહેવામા આવ્યુ છે, માટે તેનું હરણ કરવાથી તેના પ્રાણ જ લીધા એમ કહી

શકાય ધન જવાથી મનુષ્યની વૃત્તિ, બુદ્ધિ વગેરેનો નાશ થાય છે કેટલાક મનુષ્યો ધન જવાથી ગાડા થઈ જવાના તથા ચિત્તભ્રમવાળા થઈ ગયાના દાખલા જોવામા આવે છે

કપટથી અથવા અન્યાયથી પરધનનું હરણ કરવાથી કે ચોરી કરવાથી શા શા ગેરલાભ થાય છે તે આપણે વિચારીએ તેવા મનુષ્યને મોટો ગેરલાભ તો એ થાય છે કે કોઈ તેનો વિશ્વાસ કરતું નથી આવું કામ કરનારને નિરતર ગજ્યનો ભય રહ્યા કરે છે જ્યારે મનુષ્યને પરધનહરણ કરવાની ઇચ્છા જાગે છે ત્યારે તે ન્યાય અન્યાય કાઇપણ જોતો નથી અને ધનને ખાતર પોતાના સ્વજનોનો પણ ઘાત કરવા તે તૈયાર થાય છે, તો પછી બીજા દૂરના સબધીઓ માટે તો કહેવુ જ શુ? તેવા મનુષ્યનો કોઈ સસર્ગ કરતુ નથી અને પોતાને ત્યા આવ્યો હોય તો તે જ્યા સુધી ન જાય ત્યા સુધી સર્વ કોઈ તેના પ્રત્યે શકાની નજરથી જોયા કરે છે તેવા કામ કરનારનું ચિત્ત સદાસર્વદા ભયભ્રાન્ત રહે છે અને રાત્રે પણ તેને નિદ્રા આવતી નથી 'હુ પકડાઇ જઈશ' એ વિચારથી તે જાગ્યા કરે છે બીજાને દુખી કરીને કોઈ શાન્તિ પામ્યુ નથી અને પામી શકે પણ નહિ

કોઈ ચોરી કરે, ચોરને મદદ કરે, ચોરે ચોરી લાવેલી વસ્તુઓ ખરીદ કરી લે, અથવા સાચવી રાખે, ઓછા અધિકા માપ કરી બીજાને છેતરે, વસ્તુઓમા ભેળસેળ કરે, કોઈ પણ રીતે જેના પર પોતાનો ખરો હક્ક નથી તે લે અથવા લેવાનો પ્રયત્ન કરે, તો તે સર્વ શાસ્ત્ર પ્રમાણે આ અદત્તાદાનના વિષયમા આવી જાય છે રાજ્યનુ દાણ અથવા

મ્યુનીસીપાલીટીની જકાત અથવા વ્યાજખી ઈન્કમટેક્ષ ન આપવા તે પણ અદત્તાદાન છે

જે મનુષ્ય આ અવગુણથી-દોષથી મુક્ત રહે છે તે માર્ગાનુસારીપણાને લાયક બને છે કારણ કે કોઇ પણ જીવ શ્રાવકધર્મને યોગ્ય થાય, તો તમા જે ૩૫ ગુણોની આવશ્યકતા છે, તેમા પ્રથમ ગુણ જ ન્યાયસંપન્નવિભવ છે, અર્થાત્ ધર્મના મા ર્ગને લાયક થવા ઇચ્છનારે ન્યાયથી જ ધન પેદા કરવુ જોઇએ.

જે મનુષ્ય ન્યાયનીતિથી ધન પેદા કરે છે તેનુ મન સદા સતોષમા રહે છે પોતે કોઇનો પણ અન્યાય કર્યો નથી અથવા કોઈને છેતર્યો નથી, એ ભાવનાથી મનમા જે શાંતિ રહે છે તે અવર્ણનીય હોય છે જ્યારે કોઇપણ મનુષ્યની અથવા પેઢીની સાખ બધાઇ જાય છે, કે આ મનુષ્ય કે આ પેઢી જે યોગ્ય હશે તે જ કિંમત લેશે, તો તે મનુષ્ય કે પેઢીનો માલ ઘણો ખપે છે, કારણ કે વ્યાપારનો મોટો આધાર સાખ, આબરૂ, પ્રતિષ્ઠા ( Credit ) ઉપર રહેલો છે જે મનુષ્ય કોઇની નોકરી કરતો હોય તે મનુષ્ય પોતાના વર્તનથી એમ સાબિત કરી આપે કે તેને પોતાને પગાર ઉપરાંત હરામની અથવા અન્યાયની એક પાઈ પણ ન ખપે, તો તેના શેઠનો તેના પર અત્યંત વિશ્વાસ બેસે છે તે તેને પોતાની પેઢી પરગામ હોય તો ત્યા વધારે પગારે મોકલી શકે છે વધારે પગાર આપવાનુ એક મોટુ કારણ એ હોય છે કે તે શેઠને તેના પર દેખરેખ રાખવી પડતી નથી દરેક ખાતામા ઇન્સ્પેક્ટરો રાખવા પડે છે અને તેમના ભારે પગાર આપવા પડે છે, તેનુ કારણ એ જ કે હાથ

નીચેના લોકો ન્યાયનીતિથી વર્તે છે કે કેમ? તે વિષે નિરતર શકા રહ્યા જ કરે છે

ન્યાયથી જે મનુષ્ય ધન પેદા કરે છે, તેના પૈસાનો પણ સદ્વ્યય થાય છે અને તે ધનથી જે ખોરાક ખરીદ વામા આવે તે ખોરાક પણ ઉચ્ચ બુદ્ધિ અને શુભ વિચારો પ્રેરનારો થાય છે આ બાબતને હાલના લોકો ભલે હસી કાઢે, પણ આ બાબત અનુભવસિદ્ધ છે મનુસ્મૃતિ પણ કહે છે કે–

**सर्वेषा शौचानामर्थशौच परमं मतम् ।**

સર્વ પ્રકારની પવિત્રતામા ધનની પવિત્રતા મોટી ગણવામા આવેલી છે, માટે અન્યાયથી ધન પેદા કરવાની કોઇ પણ દિવસ આકાક્ષા રાખવી નહિ કેટલીક વાર અન્યાયથી મનુષ્યોને સુખ પામતા જોઇએ છીએ ત્યારે આપણા મનમા એ પ્રશ્ન ઊઠે છે કે આમ કેમ થતુ હશે? તેનો જવાબ એ જ છે કે અન્યાયથી મનુષ્ય ફાવે છે તે થોડા જ સમયને માટે અને તે તો અન્યાય ફળ્યા વગર રહેતો જ નથી વળી ભૂતકાળનુ શુભ કર્મ હોય અને કદાચ તે ફાવે તો પણ તેથી શુ થયુ? તેના અન્યાયનુ ફળ તેને ભોગવવુ જ પડવાનુ તેમજ ન્યાયી મનુષ્યને દુ ખ પડે છે તો તે તેના ન્યાયને લીધે પડતું નથી, પણ ભૂતકાળનું કરજ તે વધારે લાવ્યો હોય છે તેથી જ્યા સુધી તે કરજ અદા ન થાય ત્યા સુધી તે ન પણ ફાવે પણ તેના ન્યાયનુ ફળ તો તેને જરૂર મળશે અને તે મળે ત્યા સુધી મનુષ્યે ધર્મ અને નીતિ ઉપર શ્રદ્ધા રાખી ચાલવુ જોઇએ મનુષ્યના ચારિત્રની કસોટી આવે મમયે જ થાય છે લક્ષ્મીદેવી દરેક મનુષ્યની

કસોટી કાઢે છે, અને જે મનુષ્ય તેની કસોટીમાં પસાર થાય છે તેને તે વરે છે. કહ્યું છે કે—

वृणुते हि विमृश्यकारिणम्
गुणलुब्धाः स्वयमेव संपदः ॥

જે મનુષ્ય વિચારપૂર્વક સમજીને પોતાના મતિશ્રયો પ્રમાણે જીવન ગાળે છે તેને તેના ગુણોથી આકર્ષાયેલી લક્ષ્મી સ્વયમેવ આવીને વરે છે, માટે ધન પેદા કરવું તે ન્યાય નીતિપૂર્વક પ્રાપ્ત કરવું, આ રીતે વર્તતા પ્રારંભમાં થોડું મળે તો નથી સંતોષ માનવો આ રીતે જતા ન્યાયનીતિની છાપ પડશે, એટલે વિશેષ ધન એની મેળે આવી મળશે ખરી રીતે વિચારીએ તો આપણે બધા ધનના ટ્રસ્ટી છીએ પણ માલીક નથી ટ્રસ્ટીભાવ જો ધારવામાં આવે તો મનુષ્ય પરહિતાર્થે તેનો સદુપયોગ કરી શકે છે પણ જ્યાં માલીકી આવી ત્યાં મનુષ્ય તેનાથી બંધાઈ જાય છે

---

## પ્રકરણ ૪ થું

---

### મૈથુનવિરમણ

મૈથુનનો અર્થ પુરુષનો સ્ત્રી સાથેનો સંબંધ અથવા સ્ત્રીનો પુરુષ સાથેનો સંબંધ જેઓ બ્રહ્મચારી છે અથવા સાધુઓ છે તેમને વાસ્તે આ સંબંધ સર્વથા વર્જ્ય છે, અને જે લોકો ગૃહસ્થો છે તેમને માટે યોગ્ય નિયમ એ છે કે તેમણે સ્વદારાસંતોષ વ્રત પાળવું અર્થાત્ પોતાની સ્ત્રીમાં સંતોષ માનવો

મૈથુનત્યાગ અથવા બ્રહ્મચર્ય એ ઉત્તમમા ઉત્તમ વ્રત છે તે વ્રત જે મન, વચન અને કાયાથી પાળે છે તેવો મનુષ્ય જ્યા જાય ત્યા વિજયી નીવડે છે કામિકવાસના વિષયતૃષ્ણા એ જગતની પ્રબળમા પ્રબળ વૃત્તિ છે શ્રી ગૌતમ બુધ્ધે એક સ્થળે લખ્યુ છે કે જો વિષયવાસના જેવો પ્રબળ મનોવિકાર બીજો કોઈ હોત તો લોકોને ધર્મનો ઉપદેશ આપવાનુ કામ નિરર્થક થાત તેમના કહેવાનો ભાવાર્થ એ છે કે આ વિષય સબધી વ્રત આ જગતમા સૌથી પ્રબળ છે જ્ઞાનાર્ણવમા બ્રહ્મચર્યના સબધમા લખેલુ છે કે —

विन्दन्ति परम ब्रह्म, यत्समालम्ब्य योगिनः ।
तद्व्रत ब्रह्मचर्य स्याद्, धीर धौरेयगौचरम् ॥ १ ॥

જે વ્રતનુ આલબન કરીને યોગીઓ પરબ્રહ્મ-પરમાત્માને પામે છે અને જેને ધીરવીર પુરુષો જ ધારણ કરી શકે છે તે બ્રહ્મચર્ય નામનુ મહાવ્રત છે વળી તે જ ગ્રન્થકાર જણાવે છે કે —

एकमेव व्रत श्लाघ्य, ब्रह्मचर्य जगत्त्रये ।

આ ત્રણ જગતમા બ્રહ્મચર્ય વ્રત જ એક પૂજવા લાયક છે બ્રહ્મચર્ય એ ચારિત્રનુ જીવન છે અને તે વિનાના બીજા ગુણો જીવનમા ગૌણ ભાગ ભજવે છે

આવા ઉત્તમ અને દુર્ધર્ષ બ્રહ્મચર્યનો અર્થ શો? સામાન્ય અર્થ એ છે કે-બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનાર જીવ મનથી કોઈપણ સ્ત્રી ભોગવવાની ઇચ્છા કરતો નથી, અને શરીરથી પણ તેનાથી સદાસર્વદા વેગળો રહે છે બ્રહ્મચર્ય

એ શબ્દનો અર્થ કરીએ તો તે જીવ બધામા બ્રહ્મ-આત્માને જુએ છે અને તે પ્રમાણે વર્તે છે, અર્થાત જેને આત્મદૃષ્ટિએ સ્ત્રી કે પુરુષ એવો ભેદ રહ્યો નથી તે જ મનુષ્ય પૂર્ણ રીતે તે વ્રત પાળી શકે છે જ્યા સુધી આ પુરુષ છે અને આ સ્ત્રી છે, એ બાબત પર ભાર મૂકવામા આવે છે ત્યા સુધી બ્રહ્મચર્યપાલન ઘણુ અઘરુ છે શ્રીમદ્ રાજચદ્ર લખે છે કે—

નીરખીને નવ યૌવના, લેશ ન વિષય નિદાન,
ગણે કાષ્ઠની પુતળી, તે ભગવાન સમાન

વિષયવૃત્તિ એ ઉત્પાદક શક્તિ છે તેનામા કાઇપણ નવીન ઉત્પન્ન કરવાનુ બળ છે કુદરતમા જે બે શક્તિઓ પ્રબળ ગણાય છે તેમા એક સ્વરક્ષણુની શક્તિ અને બીજી પ્રજોત્પાદક શક્તિ છે આ શક્તિ ત્રણ રીતે પ્રગટ થાય છે મનદ્વારા, લાગણીદ્વારા અને શરીરદ્વારા મનદ્વારા જો આ ઉત્પાદકશક્તિનો ઉપયોગ થાય તો તે મનુષ્યને પુસ્તકો લખવાનુ, ભાષણો આપવાનુ, નવીન કલ્પનાઓ કરવાનુ મન થાય છે લાગણીદ્વારા તે ચિત્રકળારૂપે, સગીતરૂપે, કાવ્ય-રચનારૂપે, શિલ્પકળારૂપે પ્રગટ થાય છે અને તે સ્થૂલ શરીરમા પ્રગટ થતા સામી જાતિની વ્યક્તિના સમાગમમા આવવાની ઇચ્છારૂપે દેખાય છે શક્તિ એની એ છે, પણ તે આમ ત્રણ રીતે પ્રકટ થાય છે માટે જો મનુષ્ય તે શક્તિને મનદ્વારા અથવા લાગણીદ્વારા પ્રગટ કરવા પ્રયત્ન કરે તો આ સ્થૂલ શરીરમા તેનુ બળ ઓછુ રહે છે, અને તેને વશ કરવાનુ કામ સુગમ થાય છે માટે તે વૃત્તિનુ આ સ્થૂલ શરીર ઉપર જેમ બને તેમ ઓછુ ખેંચાણ આવે તેમ

કરવુ અને તે માટે ઉચ્ચ પ્રકારના માનસિક વિષયોમા અથવા ઉપર જણાવેલી લાગણીઓ પ્રકટ કરવાના કોઇ પણ માર્ગમા પોતાની શક્તિનો ઉપયોગ કરવો એ લાભકારી છે

બધા મનુષ્યો સર્વથા બ્રહ્મચર્ય ન પાળી શકે એ સમજાય તેવી વાત છે, માટે ગૃહસ્થોએ સ્વસ્ત્રીમા સતોષ માનવો અને ત્યા પણ પ્રજોત્પત્તિના હેતુ સિવાય સ્થૂલ સમાગમ કરવો નહિ ગૃહસ્થાશ્રમ એ જીતેદ્રિય થવાનુ શીખવનારી શાળા છે મનુષ્ય ગૃહસ્થાશ્રમમા રહીને ધીમે ધીમે પોતાની વૃત્તિ પર કાબૂ મેળવતા શીખે છે આ વૃત્તિ ઉપર એક જ ફટકે જય મેળવી શકાય નહિ મનુષ્ય તે વૃત્તિ પર જય મેળવવા પ્રયત્ન કરે તેમા તે કેટલીક વાર નિષ્ફળ પણ જાય, વળી ફરીથી પ્રયત્ન કરે, વળી નિષ્ફળ જાય, એમ કરતા કરતા છેક નિશ્ચયથી તે આ વૃત્તિ પર જય મેળવી શકે

આ વૃત્તિને કાબૂમા રાખવાનુ કામ કઠન છે, એ તો સર્વ કોઇ જાણે છે અને આ જગતમા જે રોગ ને નિર્બળતાઓ પેદા થાય છે, તેનુ મોટુ કારણ આ વૃત્તિ ઉપરના નિગ્રહનો અભાવ છે

**बलवानिन्द्रियग्रामो, विद्वांसमपि कर्षति ।**

ઇન્દ્રિયનો સમૂહ બળવાન છે અને તે વિદ્વાનને પણ ખેચી જાય છે, માટે જ આ વ્રતને મોટુ રૂપ આપવામા આવ્યુ છે બ્રહ્મચર્યપાલન માટે અને ઇદ્રિયનિગ્રહ માટે નીચેના વિચારો તથા આચારો ઉપયોગી થશે એમ લાગે છે

પ્રથમ તો બધા અનર્થોનુ મૂળ અશુદ્ધ વિચાર છે

જગતમા જેટલા જેટલા બનાવો બને છે, કાર્યો થાય છે તે બધાનુ મૂળ વિચાર છે મકાનની બધી યોજનાઓ પ્રથમ એક એન્જીનીયરના મગજમા પેદા થાય છે અને પછી કારીગરો અને મજૂરો તે નકશા પ્રમાણે આખુ મકાન બનાવે છે, તેવી જ રીતે આપણા ચારિત્રના બધારણમા પણ વિચાર મુખ્ય ભાગ ભજવે છે ભગવદ્ગીતા આ સબધમા લખે છે કે—

ध्यायतो विषयान् पुंसः सगस्तेषूपजायते।
सगात्सजायते काम'—

વિષયોનુ ચિતન કરવાથી ત પ્રત્યે આસક્તિ પેદા થાય છે અને આસક્તિ પરથી તે મેળવવાની ને ભોગવવાની પ્રબળ ઇચ્છા થાય છે અને તે ઇચ્છા કાર્યરૂપે પરિણમે છે, માટે સઘળી અનર્થકારી ક્રિયાઓનો ઉત્પાદક મનુષ્યનો અશુભ વિચાર છે

પશુઓ અને મનુષ્યોમા એક મોટો ભેદ છે પશુઓ અમુક સમયે જ પોતાની આ વૃત્તિને અમલમા મૂકે છે, પણ મનુષ્યને વિશેષ બુદ્ધિબળ મળેલુ હોવાથી તે તેનો ઉપયોગ તેમજ દુરુપયોગ કરી શકે છે જે મનુષ્ય પોતાના વિચારોવડે ઉચ્ચમા ઉચ્ચ પ્રદેશમા વિચરી શકે છે તે જ મનુષ્ય પોતાના હલકા પ્રકારના વિચારોથી પશુ કરતા પણ હલકી સ્થિતિએ જઇ પહોચે છે તે વૃત્તિનો તેમજ તે વૃત્તિના ઉપભોગથી મળનાર સુખનો વારવાર વિચાર કરવાથી મનુષ્ય એવા પ્રકારના ભૂતને જગાડે છે કે જે ભૂત તેનો નાશ કરતા સુધી તેને જ પીને બેસવા દેતો નથી, માટે પ્રથમ તો તે સબધીના વિચારોને સુધારવાની જરૂર છે, પણ આ વિચા

પણ બંધ કરશે અને કદાચ ઊંઘશે તો પણ એક હાથ હલાવવાથી દૂર ભાગી જશે.

આ બ્રહ્મચર્યની ભાવનાને ટેકો આપનારી કેટલીક વિચારધારી તપાસીએ યાજ્ઞવલ્કયે પોતાની સ્ત્રી મૈત્રેયીને ઉપદેશ આપ્યો હતો કે-દરેક મનુષ્ય તેના આત્માને લીધે પ્રિય છે પુત્ર પુત્રને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે પતિ પતિને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે પત્ની પત્નીને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પ્રિય છે કારણ કે અહ થી આત્મા ચાલ્યો જાય છે ત્યારે શરીર ઉપરનો મોહ ઉતરી જાય છે; માટે આપણે દરેક આત્મા છીએ, અને આત્મા તો પુરૂષ નથી તેમ સ્ત્રી પણ નથી, એ ભાવનાનુ ચિંતન કરવાથી શરીરભાવથી ઉત્પન્ન થતી કામિક વૃત્તિનુ બળ ઘટવા લાગશે.

તને વાસ્તે બીજા પણ કેટલાક સાધનો શાસ્ત્રકારોએ દર્શાવ્યા છે પ્રબળ શત્રુને જીતવાને જેટલા સાધનો મળે તે બધાનો ઉપયોગ કરવો જોઇએ બ્રહ્મચારી અથવા જિતેન્દ્રિય રહેવાને માટે મનુષ્યે જેમ બને તેમ ઓછો ખોરાક ખાવો જોઇએ અમેરિકાના ડોક્ટરોએ ઘણા મનુષ્યોને તપાસી એવો અભિપ્રાય આપ્યો છે કે-મનુષ્યોને પોતાને જેટલા ખોરાકની જરૂર છે તેના કરતા બમણો કે ત્રણગણો ખોરાક લે છે જૈનશાસ્ત્રમા કહે છે કે-મનુષ્યે ઊણોદરી વ્રત કરવુ અર્થાત્ ઉદરમા જેટલુ ભરી શકાય તેના કરતા કાઇક ઓછુ ખાવું; કારણ કે અતિ આહાર પણ વિષયવૃત્તિને ઉત્તેજિત કરવાનુ મોટુ કારણ બને છે વળી માદક અથવા

વિકારજનક ખોરાક પણ તેટલો જ ત્યાગ કરવા યોગ્ય છે તેની સાથે શરીરને અને મનને ઉશ્કેરી મૂકે તેવો મરીમશાલા અને તેજાનાવાળો ખોરાક પણ લેવો નહિ સાંજે પણ વિશેષ ન ખાવુ આ સબધમા બુદ્ધધર્મમા એ નિયમ હતો કે સાધુઓએ દિવસમા એક જ વાર બપોરે ખાવુ

આ વિષયવૃત્તિને સયમમા રાખવાને એક ઉત્તમ સાધન એ છે કે મનુષ્યે કસરત કરી શરીરને કસવુ વિદ્યાર્થીઓ જે સમયે યુવાવસ્થામા આવે છે ત્યારે તેમનામા ઉત્પાદક શક્તિ ખીલવા માડે છે અને જો કસરત, રમત વગેરે દ્વારા પોતાની શક્તિઓ પ્રકટ કરે છે, તો તેઓને વિષયવૃત્તિ પર જય મેળવવાનુ કામ ઘણું સરલ બને છે જ્યારે મનુષ્યનુ મન મરદાનગીભરી રમતોમા લાગેલુ હોય છે ત્યારે અયોગ્ય વિચારો વિચારવાને તેને સમય મળતો નથી, કારણ કે જ્યા આળસ્ય હોય ત્યા જ અશુભ વિચારો સ્થાન મેળવે છે જેમ આળસુ હાથ કાઇ નુકશાન કરે છે તેમ આળસુ મગજ પણ અયોગ્ય ભાવનાઓમા પોતાની શક્તિઓનો વ્યય કરે છે

વળી હલકા વિચાર અથવા વૃત્તિવાળા મનુષ્યોની સોબતથી જિતેન્દ્રિય થવા ઇચ્છનારે દૂર રહેવુ મિત્રો વિના ચલાવી લેવુ તે બહેતર છે, પણ જેમની વાતચિત અને ભાવનાઓ વિષયવાસના તરફ પ્રેરતી હોય તેમની સોબત તો ન જ કરવી આ વાસ્તે જ શાસ્ત્રમા સત્સગને પ્રધાનપદ આપવામા આવ્યુ છે કોઇ સારો મિત્ર ન મળે તો પુસ્તકનો આશ્રય લેવો. જગતમા સારા પુસ્તકોની

સખ્યા કાંઈ ઓછી નથી વળી હલકા પ્રકારના નાટકોથી પણ દૂર રહેવુ એ પણ આ કામ વાસ્તે એટલુ જ જરૂરનું છે, કારણ કે ઉપર ભાર દઈને જણાવવામા આવ્યુ છે તેમ બધા હલમ કૃત્યોનો પિતા તેનો વિચાર છે

જે લોકો આ બાબતમા નીતિનિયમનું ઉલઘન કરે છે તેઓ જ્યા ત્યા અપમાન પામે છે, કોઇ તેમના પર વિશ્વાસ રાખતું નથી તેવા મનુષ્યોના શરીરમા અનેક પ્રકારના રોગો ઉદ્ભવે છે પરસ્ત્રીગમનથી પોતાના પ્રાણ નાશ થવાનો સંદેહ રહે છે, બીજાઓ સાથે મોટુ વેર બધાય છે, કોઇ વાર કેદમા જવુ પડે છે, અને જગતમા જે અપમાન થાય છે તે તો નિદગીભર તેને આગળ આવવા દેતું નથી જેમ પરસ્ત્રીનો ત્યાગ તેમ વેશ્યાગમન કે વિધવા વગેરેનો પણ ત્યાગ કરવો જ જોઈએ શાસ્ત્રો કહે છે કે—જે પુરુષો અન્ય સ્ત્રીમા આસક્ત રહે છે, અથવા જે સ્ત્રીઓ અન્ય પુરુષમા આસક્ત રહે છે તે અનેક ભવોમા નપુંસકપણું, વિધવાપણું અને દુર્ભાગ્યપણું પ્રાપ્ત કરે છે, અને જેઓ બ્રહ્મચર્ય કે શીલવ્રત પાળે છે તેવા પુરુષો કે સ્ત્રીઓ લાબુ આયુષ્ય, મનુષ્યપણું, દેવપણું પામે છે અને તે સાથે મજબૂત શરીર, અખડ સૌભાગ્યપણું, પ્રબળ વીર્ય અને સામર્થ્ય પ્રાપ્ત કરે છે



## પ્રકરણ ૫ મુ.

## પરિગ્રહવિરમણ

પરિગ્રહ એ પાચમુ પાપસ્થાનક છે તેની વ્યાખ્યા આ પ્રમાણે છે પરિ એટલે ચારે બાજુએથી અને ગ્રહ એટલે પકડાવુ જેનાથી આપણે ચારે બાજુએથી પકડાઇએ તે પરિગ્રહ આપણે સમજીએ છીએ કે અમુક વસ્તુના આપણે માલીક છીએ, પણ આ માલીકી મેળવવા જતા તે વસ્તુઓ આપણી માલીક બને છે શ્રી પાર્શ્વનાથ પ્રભુના સમયમા ચાર વ્રત હતા, તે સમયે ચોથુ પરિગ્રહવિરમણ વ્રત હતુ પણ તેમા હાલનુ ચોથુ વ્રત સમાઇ જતુ હતુ કારણ કે પરિગ્રહનો અર્થ સ્ત્રી પણ થાય છે અને પરિગ્રહમા રૂપુ, સોનુ, મીલ્કત, નોકર-ચાકર, ખેતર વગેરે આવી જાય છે માટે ચોથા વ્રતમા ચોથા અને પાચમાનો સમાવેશ થતો હતો, પણ આગળ જતા લોકો ઓછી બુદ્ધિના થશે, એમ ધારી મહાવીર પ્રભુએ બ્રહ્મચર્યને ચોથુ વ્રત કર્યું અને સ્ત્રી સિવાયની બીજી વસ્તુઓને પરિગ્રહરૂપે ગણી તેને પાચમુ વ્રત ગણ્યુ

હવે કયી વસ્તુઓનો પરિગ્રહમા સમાવેશ થાય છે તે આપણે તપાસીએ તે પરિગ્રહ નવ પ્રકારના છે, એમ શાસ્ત્રોમા કહેલુ છે

(૧) હીરા, માણેક, મોતી, નીલમ, પ્રવાળ વગેરે સર્વ ધન તથા રૂપાના કે સોનાના સીક્કા

(૨) સર્વ જાતના ધાન્ય
(૩) અલંકાર અને વગર ઘડેલુ સુવર્ણ
(૪) અલંકાર અને વગર ઘડેલુ રૂપુ
(૫) જમીન, ગામ, શહેર, બગીચો વગેરે.
(૬) મહેલ, ઘર, હાટ અને વખાર વગેરે
(૭) નોકર, ચાકર, દાસ, દાસી વગેરે
(૮) ગાય, ભેસ, હાથી, ઘોડા, અન્ય વાહનો વગેરે
(૯) ઘર વ્યવહારને ઉપયોગી તમામ વસ્તુઓ

આ નવ પ્રકારમા જગતમા મળી આવતી તમામ ચીજોનો લગભગ સમાવેશ થાય છે

આ બધી વસ્તુઓ આપણને એક યા બીજી રીતે ઉપયોગી લાગે છે, માટે તે મેળવવા અથવા તેનો સગ્રહ કરવા આપણને રુચિ થાય છે જ્યા સુધી જગતનો વ્યવહાર છે ત્યા સુધી મનુષ્યને ઘણી વસ્તુઓની જરૂર પડે છે, અને તે વસ્તુઓ મેળવવાને ધનની જરૂર પડે છે

આપણી પોતાની આજીવિકા માટે તથા આપણા આશ્રિતોના ભરણપોષણ માટે ધનની જરૂર છે ધર્મને માટે પણ ધનની જરૂર પડે છે સાધુસતો નિમિત્તે પણ ધન ખર્ચ વાની જરૂર પડે છે તીર્થસ્થાનનો ઉદ્ધાર, સ્વધર્મી બધુ ઓનુ રક્ષણ, ગુર્વાદિનો સત્કાર, નિરાધારોનો ઉદ્ધાર—આ સર્વ કાર્યો માટે પણ ધન આવશ્યક છે ધન જાતે ખોટુ નથી તે એક શક્તિ છે અને શક્તિનો સદુપયોગ તેમજ દુરુપયોગ થઈ શકે છે ધનથી ઉપર જણાવ્યા પ્રમાણે લાભ

થઇ શકે છે તેમ ધનથી અભિમાન વધે છે, ધન મળતા અનેક પ્રકારના વિષયસુખના સાધનોનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય છે, ધનવાન બીજાઓ પર ત્રાસ ગુજારે છે અને કેટલાક ન કરવા યોગ્ય કામો કરવા માટે પણ દોરાય છે લક્ષ્મી આવી રીતે અનર્થો ઉપજાવવાનુ પણ સાધન હોવાથી શાસ્ત્રકારોએ તેની નિંદા કરી છે વળી ધન પેદા કરવા જતા મનુષ્યો ગમે તેવા ઘોર અને અનીતિભર્યા કાર્યો કરવાને અચકાતા નથી ધનને ખાતર મિત્રો–મિત્રોમા કલેશ જન્મે છે, ભાઇઓ–ભાઇઓ વચ્ચે કુસપ થાય છે અને મનુષ્યોના ખૂન પણ થાય છે રાજ્યલોભથી મુજરાજા પોતાના ભત્રીજા ભોજનો વધ કરાવવા તૈયાર થયો હતો તેને મારી નાખવા મોકલેલા મારાઓને દયા આવી અને તેઓએ તેમને છૂપતો છોડી મૂક્યો તે વખતે મુજરાજાને આપવા માટે ભોજ રાજાએ એક શ્લોક લખીને મોકલ્યો હતો કે —

मान्धाता च महीपतिः कृतयुगेऽलङ्कारभूतो गतः ।
सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ॥
अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते ! ।
नैकेनापि समं गता वसुमती नूनं त्वया यास्यति ॥ १ ॥

કૃતયુગમા અલકારભૂત માધાતા નૃપતિ પણ ગયો, જેણે મોટા સમુદ્ર પર પૂલ બાધ્યો એવા રાવણનો નાશ કરનાર રામચદ્રજી પણ કયા છે? યુધિષ્ઠિર પ્રમુખ મારા મારા બીજા રાજાઓ પણ કાળને શરણ થયા છે, કોઇની સાથે આ પૃથ્વી ગઇ નથી, પણ હે મુજ ! જરૂર તારી સાથે તો આવશે !

એક દૃષ્ટાંત આપણે વિચારીશું અને પછી તૃષ્ણા ઓછી કરવાને કયા સાધનોનો ઉપયોગ કરવો તે પર લક્ષ દઇશું

કોશામ્બીમા કાશ્યપ નામનો પુરોહિત રહેતો હતો તે મરણ પામ્યો ત્યારે તેનો પુત્ર કપિલ ભણેલો નહિ હોવાથી તેનુ સ્થાન બીજા કોઇ બીજા વિદ્વાનને મળ્યુ કપિલની માતાએ તેના પુત્રને સમજાવ્યો અને શ્રાવસ્તિ નગરીમા તેના પિતાના એક મિત્ર પાસે ભણવા જવા સૂચના કરી કપિલ પાસે કાંઇ પણ સાધન ન હતુ, માટે તેના પિતાનો મિત્ર તેને એક ગૃહસ્થ પાસે તેડી ગયો અને તે ગૃહસ્થે અનુકપાથી કપિલને ભોજન મળે, એવી ગોઠવણ એક વિધવા બ્રાહ્મણીને ત્યા કરી દીધી કપિલ યુવાન હતો અને તે વિધવા બાઇ પણ યુવાન હતી પરસ્પરનો સબધ વધ્યો અને પછી તે કપિલ વિધવા બાઇથી લોભાયો વિદ્યા પ્રાપ્ત કરવાનુ ભૂલી ગયો તે વિધવાબાઇ સગર્ભા થતા તેણે તેની પાસે ધનની માગણી કરી અને જણાવ્યુ કે—આ ગામના રાજાનો એવો નિયમ છે કે સવારના પહોરમા જે તેને પ્રથમ આશીર્વાદ આપે તેને બે માસા સોનુ તે આપે છે આ ઉપરથી તે માર્ગ લેવા તેણે નિશ્ચય કર્યો તે ચોકમા સૂઇ રહ્યો અર્ધ રાત્રિએ ચદ્રોદય થતા પ્રભાત થયેલ જાણી તે ઉઠયો અને ઉતાવળો ઉતાવળો ચાલવા લાગ્યો પોલિસે તેને ચોર જાણી પકડયો અને સવારમા રાજા પાસે રજૂ કર્યો રાજાએ તેની વાત સાભળી, તેની ભદ્રિકતા વિચારી તેના પર દયા કરવાના હેતુથી કહ્યુ કે—તારે જે માગવુ હોય તે માગ. તેને તરતમા કાંઇ પણ વિચાર સૂઝયો નહિ તેથી રાજાએ તેને પાસેના બગીચામા જઇ વિચાર કરવા

સૂચવ્યું તે બગીચામા જઈ તે વિચાર કરવા લાગ્યો "રાજાએ મને જે જોઈએ તે આપવાનુ કહ્યુ છે તો બે માસાથી તો શુ થાય? પાચ મહોર માગુ, પણ પાચ તો થોડા સમયમા ખપી જાય માટે પચીશ માગુ પણ તેથી કાઇ આખુ વર્ષ ચાલે નહિ માટે સો માગુ, હજાર માગુ, લાખ માગુ" એમ વિચારતરગે તે ચડયો પછી અર્ધું રાજ્ય માગવાની વૃત્તિ જાગી પણ વળી વિચાર કરતા તે પાછો ફર્યો પોતાની તૃષ્ણાને ઘટાડવા લાગ્યો અને છેવટે તે માગણી ઓછી ઓછી કરતા બે માસા સોનુ પ્રથમની માગણી માફક લેવા વિચાર્યું છેવટે તેણે વિચાર કર્યો કે "હવે બે માસા સોનાનુ પણ કામ નથી સુખ સતોષમા જ છે વિદ્યા લેતા વિષયમા પડયો અને વિષયની તૃષ્ણામા તણાતા આ સ્થિતિ થઇ માટે સતોષ રાખવો એ જ ખરા સુખનુ કારણ છે" આમ વિચાર કરતા તેની તૃષ્ણા સમાઇ ગઇ અને તે ત્યાગી બની ગયો

માટે તૃષ્ણાનો અત નથી તેથી જો પરિગ્રહ એ તૃષ્ણાનુ અને તેને અગે ઉપજતા અનેક અનર્થોનુ કારણ હોય તો તેનો ત્યાગ કરવા અથવા તે ઓછો કરવા શુ કરવુ? એ પ્રશ્ન ઊભો થાય છે તેને વાસ્તે શાસ્ત્રકારોએ માર્ગ બતાવ્યો છે કે પરિગ્રહનુ પરિમાણ કરવુ મનુષ્યને વસ્તુઓની પ્રાપ્તિ થયા પછી તેનુ પરિમાણ કરવાનુ કામ કઠણ લાગે છે, માટે જે સમયે આપણી પાસે વસ્તુઓ ન હોય, ઓછી હોય તે સમયે શાત પળોમા આપણા મન સાથે નિશ્ચય કરવો અને પછી ગમે તેવી લાલચો આવે અને ગમે તેવા પ્રલોભનો પેદા થાય, છતા પોતાના નિયમોથી ચલિત ન થવુ

ભારના વધવાથી જેમ વહાણુ દરિયામા ડૂબતુ જાય છે તેમ પરિગ્રહની અનેક વસ્તુઓ ઉપરની આસક્તિને લઈને મનુષ્યનુ મન તેને વધારે મેળવવામા, મળેલાનુ રક્ષણ કરવામા તથા મેળવેલી વસ્તુઓનો નાશ ન થાય તે સબધી ચિતા કરવામા મગ્ન રહે છે, અને આ રીતે રાતદિવસ ચિંતા કરવામા તેનો સમય પસાર થાય છે, છેવટે ખાલી હાથે આવ્યો હતો તેમ ખાલી હાથે ચાલ્યો જાય છે, માટે મનુષ્યોએ પોતાના મન સાથે ઉપર જણાવેલી નવ વસ્તુઓના સબધમા નિયમો લેવા, તે પોતાની નોધપોથીમા ઉતારી લેવા, અને તે કરતા કાઇપણ વધે તો તેનો સન્માર્ગે વ્યય કરવો ધન વિશેષ મળતા પોતાના નિયમોનો જુદો અર્થ કરવો એ મહાન્ દોષ છે પરિગ્રહનુ પરિમાણ કરવાનો હેતુ એ છે કે કોઇ જીવ પોતાને ઇષ્ટ વસ્તુઓ અને સામગ્રીઓ પ્રાપ્ત કરી કાઇક અતર્મુખ થાય, તૃષ્ણાને ઓછી કરે અને જીવનનો શો ઉદ્દેશ છે તે સમજી તે પ્રમાણે વર્તે આવા નિયમથી તેનો ઘણો બોજો ઓછો થઇ જાય છે

આ પરિગ્રહનુ મુખ્ય સ્વરૂપ વસ્તુઓ પ્રત્યે આસક્તિ રાખવી તે છે કેટલીક વસ્તુઓ વિના તો સાધુઓને પણ ચાલે નહિ, તો પછી ગૃહસ્થાશ્રમીઓને તો તે વસ્તુઓની ચોક્કસ જરૂર પડે, ત્યારે મનુષ્ય અપરિગ્રહી કેમ થાય ? તેનો જવાબ શાસ્ત્રકાર એમ આપે છે કે પરિગ્રહનુ મૂળ તે તે વસ્તુઓ પ્રત્યેની મૂર્છા—આસક્તિભાવ છે

मूच्छा परिग्गहो वुत्तो नातपुत्तेण तायिना ॥

જગતનુ રક્ષણ કરનાર મહાવીર પ્રભુએ મૂર્છાને

( વસ્તુઓ પ્રત્યેની આસક્તિને ) પરિગ્રહ કહેલ છે જ્ઞાનાર્ણવમા પણ કહ્યુ છે કે—

निःसगोऽपि मुनिर्न स्यात्सम्मूर्च्छ सगवर्जित• ।
यतो मूर्च्छैव तत्त्वज्ञै:, सगसूति• प्रकीर्तिता ॥ १ ॥

મુનિ નિ સગ હોય, પણ જો વસ્તુઓ પ્રત્યે તેને આસક્તિ હોય તો તે નિષ્પરિગ્રહી કહેવાય નહિ, કારણ કે તત્ત્વજ્ઞોએ મૂર્ચ્છાને પરિગ્રહની ઉત્પત્તિનુ સ્થાન માન્યુ છે એ મૂર્ચ્છાનુ મોટુ કારણ એ છે કે–આપણે અજ્ઞાનથી, જે વસ્તુઓ આપણી નથી તેને આપણી માનીએ છીએ એ વસ્તુઓમા રહેલા ત્રણ અવગુણો જો આપણે વિચારીએ તો તે વસ્તુઓ પ્રત્યેનો મમત્વભાવ ઓછો થાય તે વસ્તુઓ ક્ષણિક સુખ આપનારી છે, વળી તે દુ ખગર્ભિત છે અને ત્રીજો મોટો અવગુણ એ છે કે તે મળ્યા પછી તેના ઉપરથી મોહ ઉતરી જાય છે અને બીજી વસ્તુઓ મેળવવાની ઇચ્છા થાય છે આ દોષ જગતના તમામ પદાર્થોમા રહેલો છે આ બાબતનો વિચાર કરવામા આવે તો આપણે વસ્તુઓ પાછળ ગાડાની માફક નહિ ભમતા જરા વિચારશીલ થઇએ

મનુષ્ય વસ્તુઓની વચમા રહેવા છતા પણ નિરાસક્તિભાવ રાખી શકે એ બનવાજોગ છે, અને મહાન્ આત્માઓ તેમ કરી પણ શકે છે પણ તે ઉપરથી સામાન્ય આત્માઓ એમ કહેવા લાગે કે અમને આ વસ્તુઓ પ્રત્યે નિરાસક્તિભાવ છે તો તે વિચારવા જેવી વાત છે તે વસ્તુઓના વિયોગે અથવા વસ્તુઓનો નાશ થતા તેવું કહે

નારાઓને દુખ થાય છે કે કેમ? એ તેમના નિરાસક્ત–નિષ્પરિગ્રહી સ્વભાવની કસોટી છે, માટે સામાન્ય જીવો તો જેટલો પરિગ્રહ ઓછો કરે છે તેટલા પ્રમાણમા સુખશાતિ અને સ્થિરતા મેળવે છે, અને પરિગ્રહ વધારતા અનેક પ્રકારની ચિંતાઓ ભોગવી દુખી થાય છે

છેવટે જો મનુષ્યે સર્વ ધન અને વૈભવની સામગ્રી વચ્ચે ખરુ સુખ પ્રાપ્ત કરવુ હોય તો તેણે વિચારવુ કે–આ બધી વસ્તુઓનો તે **માલીક** નથી પણ ટ્રસ્ટી છે માલીકી જ સદા સર્વદા દુખનું કારણ છે, કારણ કે તેથી વિચારો ત વસ્તુઓ સાથે જડાઈ જાય છે પણ ટ્રસ્ટી તો બધી વસ્તુઓની વચ્ચે રહેવા છતા શાતિ અનુભવી શકે છે

## પ્રકરણ ૬ ઠું.

## ક્રોધવિરમણ.

આપણે પાચ પાપસ્થાનકો વિચારી ગયા અઢારે પાપસ્થાનકોમા તે પાચ મુખ્ય છે, અને બાકીના તેર તેને ટેકો આપનાર સાધનો છે તે જાતે પણ પાપના સ્થાનકો છે, પણ તે મોટે ભાગે પ્રથમના પાચ રૂપમા પ્રકટ થાય છે

હવે આપણે ક્રોધનો વિચાર કરીએ આત્માને મુક્તિ તરફ જતા રોકનારા જે કારણો છે તેમા ચાર કષાય મુખ્ય છે તે ચાર કષાયમા એટલુ બધુ પ્રાબલ્ય છે કે ઉપદેશતરગિણી નામના ગ્રન્થમા લખ્યુ છે કે આ કષાયથી મુક્ત થવુ તેનુ જ નામ મુક્તિ ત્યા લખ્યુ છે કે—

नाशाबरत्वे न सितांबरत्वे, न तत्ववादे न च तर्कवादे ।
न पक्षसेवाश्रयणेन मुक्तिः, कषायमुक्तिः किल मुक्तिरेव ॥

મુક્તિ શ્વેતામ્બરમા, દિગમ્બરમા, તત્ત્વવાદમા કે તર્કવાદમા નથી તેમજ અમુક પક્ષનો આશ્રય લેવાથી પણ મુક્તિ નથી કષાયથી મુક્ત થવુ તેનુ જ નામ મુક્તિ છે આ ચાર કષાયોમા પ્રથમ ક્રોધ છે માટે તેનો આ પ્રકરણમા વિચાર કરશું

ક્રોધ એટલે મન અને શરીર આત્માને વશ નહિ રહેતા અમુક આવેશમા આવી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે તે સ્થિતિ ક્રોધ એ થોડા સમયનુ ગાડપણુ છે અને પોતાને પ્રતિકૂળ સ્થિતિ લાગતા તે વૃત્તિ ઉદ્ભવે છે આપણને અમુક વસ્તુ, સ્થિતિ અથવા મનુષ્ય પ્રિય હોય, તેની પ્રાપ્તિમા જે કોઇ વિઘ્ન નાખે તેના પર આપણે ક્રોધ કરવા દોરાઇએ છીએ कामात्क्रोधोऽभिजायते। અમુક વસ્તુ વાસ્તેની આપણામા ઇચ્છા-કામ હોય, તે વસ્તુ મેળવવામા જ્યારે વિઘ્ન આવે છે ત્યારે વિઘ્ન કરનાર મનુષ્ય પ્રત્યે જે રોષની લાગણી ઉદ્ભવે છે તેને ક્રોધ કહેવામા આવે છે

ક્રોધ એ અગ્નિ સમાન છે, પણ બધા મનુષ્યોમા તે અગ્નિ એક સરખો હોતો નથી ક્રોધના ઉગ્રપણા પ્રમાણે શાસ્ત્રકારોએ તેના ચાર વિભાગ પાડ્યા છે સૌથી ઉગ્ર ક્રોધને 'અનતાનુબધી' કહેવામા આવે છે અર્થાત્ તે ક્રોધની પરપરા ચાલે છે તેનાથી ઓછા ઉગ્ર ક્રોધને 'અપ્રત્યાખ્યાની' કહેવાય છે અહીં ક્રોધના નિવારણ માટે કાંઇ પણ પ્રયત્ન કરવામા આવતો નથી ત્રીજા પ્રકારના ક્રોધને 'પ્રત્યાખ્યાની' કહે છે તે અપ્રત્યાખ્યાની કરતા ઓછો ઉગ્ર

છે, કારણ કે ત્રીજી સ્થિતિમા તેને રોકવા–તેનુ નિવારણ કરવા પ્રયત્ન કરવામા આવે છે અને ચોથી સ્થિતિના ક્રોધને 'સજ્વલન' કહેવામા આવે છે સજ્વલન ક્રોધ તણખલાના અગ્નિ જેવો મદ હોય છે તે દેખાવમા ભારે લાગે છે પણ થોડા સમય પછી તેનુ બળ રહેતું નથી અર્થાત્ જે ક્રોધ પ્રતિકૂળ પ્રસગો મળતા ઉદ્ભવે, પણ થોડી વારમા શાત થઇ જાય તેવો છે બધી જાતના ક્રોધ સ્વભાવે ખોટા છે, છતા તેનુ ઉગ્રપણુ જેમ બને તેમ ઓછુ થાય તેવો પ્રયત્ન કરવો–કારણ કે કર્મનો બધ મનના પરિણામ ઉપર છે માટે જો મનના પરિણામ બહુ તીવ્ર હશે તો આ ક્રોધનુ પરિણામ પણ ઘણુ જ માઠુ આવશે

હવે આપણે ક્રોધના કેટલાક ગેરલાભ વિચારીએ ક્રોધ ઉત્પન્ન થતા મનની શાતિનો નાશ થાય છે ક્રોધી મનુષ્ય ની વિચાર કરવાની શક્તિ ચાલી જાય છે ભગવદ્ગીતામા કહ્યુ છે કે —

क्रोधाद् भवति समोहः, समोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिविभ्रमात् बुद्धिनाशो, बुद्धिनाशात्प्रणश्यति ॥

ક્રોધથી વિવેકશક્તિ ચાલી જતા સમોહ થાય છે, અને તે સમોહથી સ્મરણશક્તિમા ભ્રમ થાય છે, અને સ્મૃતિનો ભ્રશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિના નાશથી મનુષ્ય સર્વ પ્રકારે નાશ પામે છે ક્રોધથી ઘણા સમયની તપશ્ચર્યા પણ નાશ પામે છે યોગીઓ પણ ક્રોધને વશ થઈ, નહિ કરવા યોગ્ય કામો કરે છે, નહિ બોલવા યોગ્ય વચનો બોલે છે અને નહિ વિચારવા યોગ્ય વિચારો

કરે છે ક્રોધ એ અગ્નિ સમાન છે તે પ્રથમ તો જ્યા તેનો ઉદ્ભવ થાય છે ત્યા તેનેજ બાળે છે, અને પછી બીજા મનુષ્યોને નુકશાન કરે છે ક્રોધમા બોલાયેલા વચનો વાસ્તે, અથવા તે સમયે કરાયેલા કાર્યો વાસ્તે મનુષ્યો પાછળથી ગમે તેટલો પશ્ચાત્તાપ કરે, પણ તેથી કાંઈ લાભ થાય નહિ તે વખતે મનુષ્ય મન ઉપરનો સયમ ખોઈ બેસે છે અને ઘણા જન્મ સુધી રખડાવે તેવા કર્મો બાધે છે મનની શાતિ ખોઈ બેસતા શરીર પર તેની અસર થવા લાગે છે, આખો લાલચોળ થાય છે, મ્હો પર રતાશ આવી જાય છે, મુખમાથી દીર્ઘ શ્વાસ નીકળે છે, હાથ પગ પછાડા મારે છે અને લોહી ઉકળીને ઝેરી બની જાય છે તેથી થોડા સમયમા મનુષ્યનુ માથુ દુખવા આવે છે ક્રોધ કર્યા પછી કેટલાક કલાક સુધી કાંઈ પણ ચેન પડતુ નથી અને આથી બીજાઓ સાથે જે વેર બધાય છે તેના ફળ આ ભવમા ભોગવવા પડે છે, એટલુ જ નહિ પણ આગામી ભવોમા પણ તેના ફળો ભોગવવા પડે છે

આ ક્રોધની પણ ત્રણ સ્થિતિઓ છે પ્રથમ તો પોતાને કાંઈ પણ નુકશાન થયુ એટલે મનુષ્ય સામી વ્યક્તિ પર પોતાનો રોષ કાઢે છે મનુષ્ય ધીમે ધીમે તેના નુકશાનો અનુભવે છે, અને તેમાથી છૂટવા પ્રયત્ન કરે છે તે હવે પોતાને થયેલા નુકશાન વાસ્તે કાઇ પણ બોલતો નથી પણ જો બીજો મનુષ્ય ત્રીજા પુરુષને દુખ દે, અથવા નુકશાન કરે તો તેનો પિત્તો ઉછળે છે આ ક્રોધને શાસ્ત્રકારો પ્રશસ્ત ક્રોધ ( noble

indignation ) કહે છે આ ક્રોધ નુકશાન કરનાર પર થાય છે, તે કરતા પણ એક એવી ઊંચી સ્થિતિ છે કે જ્યા નુકશાન કરનાર અને નુકશાન ભોગવનાર બન્ને દયાને પાત્ર છે, એમ સમજી સુજ્ઞ જીવ બન્નેનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે છે નુકશાન ભોગવનાર નુકશાન ભોગવી કર્મથી છૂટો થાય છે, પણ નુકશાન કરનાર બીજાને ત્રાસ આપી નવુ કર્મ ઉપાર્જન કરે છે, તે તેને ભવિષ્યમા ભોગવવુ પડે છે, માટે તે વિશેષ દયાને પાત્ર છે આવી રીતે વિચાર કરીને નુકશાન કરનારને પણ સમજાવી તેને સીધે માર્ગે લાવવા પ્રયત્ન કરવો યોગ્ય છે

હવે આપણે ક્રોધ પર કેવી રીતે જય મેળવવો તેનો વિચાર કરીએ ક્રોધ ઉપર જય મેળવવાનુ ઉત્તમ સાધન ક્ષમા છે

> क्षमाखड्गः करे यस्य, दुर्जनः किं करिष्यति ? ।
> अतृणे पतितो वह्निः, स्वयमेवोपशाम्यति ॥

'જેના હાથમા ક્ષમારૂપી તલવાર છે તેને દુર્જન શું કરવાનો હતો ? ઘાસ વગરની જમીન પર જો અગ્નિ પડે તો પોતાની મેળે શાત થઈ જાય છે ' વચનોમા મીઠાશ અને વચનોમા કડવાશ રહેલી છે આપણને ગમે તેટલો ક્રોધ ચઢ્યો હોય પણ બોલતા પહેલા વિચાર કરવાની આપણને ટેવ હશે તો ક્રોધ કટુ શબ્દોરૂપે પ્રકટ થશે નહિ એટલે તેનો જુસ્સો ઓછો થવા લાગશે જ્યા સુધી મનુષ્ય બીજાએ પોતાને કરેલા નુકસાનનો જ વિચાર કરે છે ત્યા સુધી તેનો ક્રોધ કદાપિ શમશે નહિ આપણા દુખમા

બીજાઓ તો નિમિત્ત માત્ર છે, માટે મારે બીજાઓ પ્રત્યે શા સારુ ક્રોધ કરવો જોઇએ ? આ સબધના જ્ઞાનાર્ણવમા આપેલી ભાવના વિચારવા જેવી છે

प्राद् मया यत्कृत कर्म, तन्मयैवोपभुज्यते ।
मन्ये निमित्तमात्रोऽन्य', सुखदु.खोद्यतो जनः ॥

'જે મે પૂર્વભવમા કર્મો કરેલા છે તેના ફળ હુ ભોગવુ છુ બીજા મનુષ્યો તો સુખદુ ખ આપવામા નિમિત્ત માત્ર છે, તો અન્ય ઉપર હુ શા સારુ રોષ કરુ ?' વળી જે કોઇ મારો દોષ બતાવે તે તો મારો પરમમિત્ર છે, કારણ કે એવો દોષ હુ ફરીથી નહિ કરુ, તો પછી નિષ્કારણ મિત્ર પર શા સારુ ક્રોધ કરવો ? વળી જે કોઇ ક્રોધ કરાવે છે તેના સબધમા એવો વિચાર કરવો કે "મે અત્યાર સુધી વિવેક અને જ્ઞાનપૂર્વક શાતિનો અભ્યાસ કર્યો છે, તેની પરીક્ષા લેવા માટે પ્રતિકૂળ મનુષ્યો કે પ્રતિકૂળ પ્રસગો ઊભા થયા છે, તો મારે તે પ્રતિકૂળ મનુષ્યો તથા પ્રસગોને વધાવી લઈ આ શાતિની પરીક્ષામા પસાર થવુ જોઇએ "

આ ઉપર એક ટૂકુ દ્દષ્ટાત આપણને ક્રોધ શમાવવામા ઘણુ જ લાભકારી થશે.

ગજસુકુમાળ નામના રાજકુમારે માત્ર બાર વર્ષની વયે શ્રી નેમિનાથ પ્રભુ પાસે દીક્ષા લીધી અને સસારનો ત્યાગ કરી સ્મશાનમા ઉગ્ર ધ્યાનમા ઊભા રહ્યા સોમિલ નામના બ્રાહ્મણની સ્વરૂપવતી આઠ પુત્રી સાથે ગજસુકુમાળનુ સગપણ કર્યું હતુ, પરતુ લગ્ન થયા પહેલા તે સસાર છોડી ત્યાગી થયા પોતાની પુત્રીના સુખનો નાશ થયો તેથી સોમિલને ક્રોધ

ચલ્યો અને તે ગજસુકુમાલની શોધમા નીકળ્યો શ્મશાનમા ગજસુકુમાલ એકાગ્ર ધ્યાનથી શુદ્ધ કાયોત્સર્ગ સ્થિતિમા ઊભા હતા ત્યા તે આવી પહોંચ્યો તેણે પોતાનો ક્રોધ પ્રકટ કરવા અને તેમના પર વેર લેવા તેમના માથા પર ચીકણી માટીની પાળ કરી અને શ્મશાનમાથી ધગધગતા અગારા લાવી તેમના માથા પર મૂકયા તેમા કેટલાક લાકડાના કકડા નાખ્યા, એટલે તાપ સખ્ત થયો આથી ગજસુકુમાળનો કોમળ દેહ બળવા લાગ્યો. સોમિલ જતો રહ્યો આ સમય એવો હતો કે ગજસુકુમાળના ક્રોધનો પાર ન આવે, છતા તે મહાનુભાવ જીવે સોમિલ પર જરા પણ ક્રોધ ન કરતા પોતાના પૂર્વકર્મોના વિપાકરૂપ આ સ્થિતિને કેટલી સમભાવથી આ પ્રમાણે વિચાર કર્યો—"હે જીવ! જો તુ એની પુત્રીને પરણ્યો હોત તો પહેરામણીમા તને તે પાઘડી બધાવત, એ પાઘડી થોડા વખતમા નાશ પામત, પણ આ તો તેણે એવી પાઘડી બધાવી કે જે મોક્ષપુરીમા જવા માટે મને મદદગાર નીવડશે" આ પ્રમાણે વિચાર કરી જરા પણ મનની સ્થિરતામા ભગ થવા દીધો નહિ તેના પરિણામે શાસ્ત્રો કહે છે તેમ તેમણે કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું

આટલા ઘોર દુખો દેનાર પર ક્ષમા રાખનારા આ ગજસુકુમાળનું દૃષ્ટાંત યાદ કરી આપણે બીજાઓ પ્રત્યે—આપણને દુખ દેનાર પ્રત્યે ઉદારભાવ રાખવો

જ્યારે સામા મનુષ્યે આપણુ બગાડયુ હોય, તે વખતે તેના પ્રત્યે ક્ષમા રાખવામા મોટામા મોટો વિજય છે તત્ત્વજ્ઞાની સેનેકા લખે છે કે—

He that does good to another man especially if the other has done him some wrong, does also good to himself, not in the consequences, but in the very act of doing it, for the consciousness of well doing is as ample reward

જે મનુષ્ય બીજાનુ ભલુ કરે છે અને ખાસ કરીને અપકાર કરનાર પર પણ ઉપકાર કરે છે, તે પોતાનુ પણ કલ્યાણ કરે છે તેનુ શુભ પરિણામ આવશે એ દ્રષ્ટિથી નહિ પણ તેવુ કામ કરવાથી જ તેનુ કલ્યાણ થાય છે, કારણ કે પોતે સારુ કામ કર્યું છે, એવુ ભાન મનુષ્યના પોતાના શુભ કામનો પુષ્કળ બદલો છે

વળી મનુષ્યે વિચાર કરવો કે જેને વાસ્તે તે બીજા પ્રત્યે ક્રોધ કરવા દોરાય છે તે ક્ષણિક છે જગતની બધી વસ્તુઓ અનિત્ય છે, તો તે અનિત્ય વસ્તુઓ ખાતર આત્માના નિત્ય ગુણનો-શાંતિનો શા સારુ ભોગ આપવો ? જે જે મહાપુરુષોએ જગતમા અપૂર્વતા પ્રાપ્ત કરી છે તે સર્વેએ ક્રોધનો બદલો પ્રેમમા આપ્યો છે જ્ઞાનાર્ણવમા જણાવ્યું છે કે —

वासीचन्दनतुल्यान्तर्वृत्तिमालम्ब्य केवलम् ।
आरब्ध सिद्धिमानीत, प्राचीनैर्मुनिसत्तमैः ॥

પ્રાચીન ઉત્તમ મુનિઓએ કુહાડા અને ચદન પ્રત્યે સમવૃત્તિ રાખીને સિદ્ધિ પ્રાપ્ત કરવાનો આરભ કર્યો છે

કુહાડાથી ચદન કપાય તો પણ કુહાડાને ચદન પોતાની સુગધથી સુગધિત કરે છે, તેવી રીતે જ્ઞાની પુરુષો પોતાને ઉપસર્ગ કરીને હેરાન કરનારનુ પણ કલ્યાણ

કરી પોતાનો ક્ષમાભાવ પ્રકટ કરે છે વળી ક્ષમાભાવને પ્રાપ્ત કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે–અનત કાળનો વિચાર કરવો. જ્યા સુધી આપણે વર્તમાનનો તથા થોડા સમય પર ગયેલા ભૂતકાળનો વિચાર કરીએ છીએ ત્યા સુધી બીજાએ આપણને કરેલા નુકસાનોનું સ્મરણ રહ્યા કરે છે અને આપણને ક્રોધ થવા સભવ છે, પણ અનત કાળનો વિચાર કરતા આ બધા પ્રસગોનુ ઉગ્રપણુ ચાલ્યુ જાય છે અત્યારે જે બનાવ આપણા માનસિક આકાશને ભરી નાખે છે, તે જ બનાવ પાચ સાત વર્ષ પછી આપણા આકાશમા એક બિન્દુ સમાન લાગે છે તો પછી અનત કાળમા આ બનાવો તો નહિ જેવા લાગે, માટે સુખદુ ખના પ્રસગોમા ઉપાદાન કારણ આપણે છીએ, અને બીજાઓ તો માત્ર નિમિત્ત કારણ છે, એમ માની ચિત્તની સ્વસ્થતા જાળવવી He who cannot for give others breaks the bridge over which he must himself pass, for every man has need to be forgiven જે મનુષ્ય બીજાને ક્ષમા આપતો નથી, તે જે પૂલ ઉપર થઈને પોતાને પસાર થવાનું છે, તે પૂલને ભાગી નાખે છે, કારણ કે દરેક પુરુષને ક્ષમા માગવાની જરૂર પડે છે માટે ક્ષમારૂપી જળવડે ક્રોધરૂપી અગ્નિને શાત કરવો અને આત્માની સ્વાભાવિક નિર્મળ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો



## પ્રકરણ ૭ મુ

### માનવિરમણ

**મા**ન એ બીજો કષાય છે, માન અથવા અભિમાનથી મનુષ્ય પોતાને બીજાઓ કરતા ઊચો ગણે છે અને સઘળુ જ્ઞાન, શક્તિ વગેરે પોતાનામા આવી રહ્યુ છે એમ માને છે માનનુ મૂળ ભેદભાવ છે બીજાઓ કરતા હુ કાઈ અલગ છુ, બીજાઓ કરતા મારામા વિશેષ ઉત્તમ તત્ત્વો છે, એવા વિચારોથી હૃદયમા જે વૃત્તિ જાગે તેને માનવૃત્તિ કહે છે કવિ ભર્તૃહરિ કહે છે તેમ —

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदांध समभवम् ।
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्तं मम मन ॥
यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगतम् ।
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥१॥

મનુષ્યોને જ્યારે અલ્પ જ્ઞાન થાય છે ત્યારે હુ સર્વજ્ઞ છુ એમ પોતાને માને છે, અને તે વખત હસ્તીની માફક મદોન્મત્ત બને છે, પણ જ્યારે જ્ઞાની પુરુષોના સબધમા આવતા કાઇક વિશેષ જ્ઞાન થાય છે ત્યારે પોતાની મૂર્ખતાનુ—અલ્પજ્ઞતાનુ તેને ભાન થાય છે અને ત્યારે જેમ જ્વર ચાલ્યો જાય તેમ મદ પણ જતો રહે છે

મનુષ્યને જ્યારે કાઇક વિશેષ જ્ઞાન થાય છે ત્યારે જ પોતાની અજ્ઞાનદશાનુ ભાન થાય છે ન્યુટન જેવા પ્રસિદ્ધ

વિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું છે કે "અમે અત્યાર સુધીમા મેળવેલુ જ્ઞાન તે દરિયાકાઠે પડેલા છીપ અને શખલા જેવુ છે હજુ તો આખો દરિયો શોધખોળ માટે પડેલો છે" પણ જે લોકોને થોડુ જ્ઞાન હોય છે તે વિશેષ ઉદ્ધત બને છે અધૂરો ઘડો ઘણો છલકાય તેવી આ સ્થિતિ છે

આ અભિમાન થવાના શાસ્ત્રકારો આઠ પ્રકાર વર્ણવે છે તેના નામ કુળ, જાતિ, ઐશ્વર્ય, રૂપ, તપ, બળ, વિદ્યા અને ધન છે જો મનુષ્ય શાત રીતે વિચાર કરે તો તેને જણાય કે આ અભિમાન કરવાના કારણો નથી આપણે એક પછી એક આઠ મદના સ્વાનનો વિચાર કરીએ

**કુલમદ**—કુળનુ અભિમાન કરવાનુ કાંઈ કારણ નથી, કારણ કે જગતમા તમારા કરતા પણ વિશેષ ઉત્તમ કુળ વાળા જીવો છે વળી જે કુળનુ અભિમાન કરે છે તે બીજા ભવમા હલકા કુળમા જન્મે છે પોતે અમુક ઉચ્ચ નીચ કુળોમા જન્મ લેતો લેતો આ કુળમા આવ્યો છે, તો પછી તેને વાસ્તે અહકાર શો કરવો?

**જાતિમદ**—આ મદનો બીજો પ્રકાર છે જીવ હમેશ એક જ જાતિમા જન્મતો નથી કર્મ પ્રમાણે વિવિધ જાતિમા તેનો જન્મ થાય છે વળી પોતાની જાતિ કરતા પણ બીજી અનેક ઉત્તમ જાતિઓ આ જગતમા વિદ્યમાન છે, તો પછી જાતિમદ કરવાથી લાભ શો? જે મનુષ્ય બીજી જાતિઓને હલકી ગણી તેનો તિરસ્કાર કરે છે, તે મનુષ્ય તેવી જ હલકી જાતિમા જન્મે છે, અને આ રીતે કુદરત તેનુ અભિમાન છોડાવી તેને નમ્રતાનો પાઠ શીખવે છે જે મનુષ્યમા પોતાનામા

કામ્ય ઓછુ મત્ત્વ હોય છે તે જ મનુષ્ય બાપદાદાઓની કીર્તિ ઉપર પોતાની મહત્તા સ્થાપવાનો પ્રયત્ન કરે છે

**ઐશ્વર્યમદ**—પોતાના વૈભવનો-પોતાને મળેલી સત્તાનો મદ કરવો તે પણ એક પ્રકારની મૂર્ખતા છે કલેકટર આખા શહેરના અમલદારો કરતા મોટો હોય, પણ ગવર્નરની અપેક્ષાએ તેની સત્તા કાઇ હિસાબમા નથી તેમ ગવર્નર આખા ઇલાકા પર રાજ્ય કરે, પણ વાઇસરોયની અપેક્ષાએ તેની સત્તા છાયામા પડી જાય છે અને મહારાજાનો વિચાર કરતા વાઇસરોયનો અધિકાર ગૌણપદ ધારણ કરે છે આ રીતે ઐશ્વર્ય-સત્તાની બાબતમા ઉપરના દરજ્જાના સત્તા ધારીઓ જોતા મનુષ્યનો મદ ગળી જાય છે

**રૂપમદ**—આપણુ સૌંદર્ય ગમે તેવુ હોય, તો પણ વિશેષ રૂપવાનોની સુદરતા આગળ તે ગૌણ પડી જાય છે, અને આ રૂપ બદલાતા વાર લાગતી નથી યુવાવસ્થામા જણાઇ આવતુ રૂપ વય વધતા બદલાવા લાગે છે અને જ્યા રોગ થયો કે સૌંદર્ય નષ્ટ થતા વાર લાગતી નથી જ્યા સ્થિતિ આવી છે ત્યા કયો સુજ્ઞ મનુષ્ય રૂપને માટે અભિમાન કરે ?

**તપમદ**—હાલના સમયમા મનુષ્ય થોડુ ઘણુ વિશેષ તપ કરે એટલે અભિમાન કરે છે પણ પ્રાચીન સમયનો વિચાર કરો અને કેટલા કેટલા મહિના અને કેટલાક વર્ષો સુધી પણ જીવો તપશ્ચર્યા કરતા હતા, તેનો જો મનુષ્ય ખ્યાલ લાવે તો આ તપને લીધે ઉત્પન્ન થતો તેનો મદ ઉતરી જાય

**બળમદ**—જો આપણને આપણા શરીરબળનો મદ

થતો હોય તો વિચારવુ કે આપણુ બળ ઘણા પશુઓના બળ કરતા પણ ઓછુ છે આપણી નિર્બળતાઓનો પાર નથી અને આપણુ આ શારીરિક બળ કયે વખતે ઘટશે તે કોણ જાણે છે? તો પછી તે સબધી મદ કરવો એ કેમ વાજબી ગણાય?

**ધનમદ** યા **લાભમદ**—આ મદ પણ અયોગ્ય છે, કારણ કે પોતાના કરતા બીજા વિશેષ ધનાઢ્ય લોકો જગત મા વસે છે અને જો સોનાથી મનુષ્યને મદ થતો હોય તો સોનાની ખાણો આગળ તેનુ સોનુ શા હિસાબમા છે? અને લક્ષ્મી ચચળ સ્વભાવની હોવાથી કયે વખતે ચાલી જશે તે કોણ કહી શકે તેમ છે? આપણે અનેક મનુષ્યોના સબધમા દશાના વારાફેરા જોઇએ છીએ, તો પછી તે સબધમા અભિમાન કરવાનુ કાઇ કારણ નથી

**જ્ઞાનમદ**—વિદ્યામદ અથવા જ્ઞાનમદ એ સૌથી ભયકર મદ છે બધા મદને આપણે જ્ઞાનથી-સમજણથી દૂર કરી શકીએ, પણ જ્યા જ્ઞાનનો જ મદ થાય, વાડ જ ચીભડા ચોરે, પોતાની માતા જ ઝેર આપે ત્યા સ્થિતિ ઘણી શોચનીય છે જેરેમી ટેલર લખે છે કે—

Our learning is then best when it teaches most humility, but to be proud of learning is the greatest ignorance in the world

જે જ્ઞાન આપણને નમ્ર બનાવે છે તે જ્ઞાન ઉત્તમ છે, પણ પોતાના જ્ઞાન વિષે અભિમાન કરવુ એ દુનિયામા

મોટામા મોટુ અજ્ઞાન છે, માટે જ્ઞાનનો મદ તો કદાપિ કરવો નહિ કવિ ટેનિસન લખે છે કે—

Let knowledge grow from more to more
But more of reverence in us dwell

આપણે ભલે વિશેષ વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરીએ, પણ તે જ્ઞાન સાથે આપણામા પૂજ્યભાવ આવવો જોઇએ આપણા કરતા જ્ઞાનમા આગળ વધેલાઓ પ્રત્યે પૂજ્યભાવ આવતા આપણામા શિષ્યવૃત્તિ-નમ્રતા જાગ્રત થશે

હવે અભિમાનના ગેરફાયદા વિચારીએ

એથી મોટો ગેરફાયદો એ છે કે અભિમાની મનુષ્ય વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી આ પ્રમાણે પોતાના માની લીધેલા સર્વજ્ઞપણામા મૂઝાય છે, એટલે તેને પોતાને જ મોટો ગે લાભ થાય છે તે કોઇનો પણ વિનય કરી શકતો નથી આ રીતે જ્ઞાનપ્રાપ્તિનુ ઉત્તમ સાધન તેની પાસે નહિ હોવાથી તે બીજાઓની કૃપા મેળવી શકતો નથી તેનો મિત્ર કોઇ થતુ નથી, તેથી પાસે પૈસા હોય કે સત્તા હોય તો લોકો તેવા મનુષ્યની ખુશામત કરે, તેની રૂબરૂમા તેના કહેવાની હાજી હા કરે પણ તે તેના ખરા ભક્ત કે પ્રેમાળ મિત્ર થાય નહિ અર્થાત્ અભિમાની મનુષ્ય એકલો રહે છે, કોઇ તેને ખરા જીગરથી વ્હાલુ નથી, એટલુ જ નહિ પણ તે ઘણા શત્રુઓ બનાવે છે તે ગમે તેવા કામો કરીને પોતાનુ માન સાચવવા મથે છે પોતાની પાસે ધન ન હોય તો કરજ કરીને પણ ધન ખરચશે, અને પછી

દેવુ થવાને લીધે આખી જિંદગી સુધી દુખી થશે જ્યારે મનુષ્યનો વિનાશ થવાનો હોય ત્યારે તેનામા ઘણુ અભિમાન આવે છે તે બધા પ્રત્યે ઉદ્ધતાઇથી વર્તે છે pride goeth before destruction વિનાશ પહેલા અભિમાન જન્મે છે અભિમાની પુરુષ પોતાના ગુરુઓ અને વડીલોનુ અપમાન કરતા પણ અચકાતો નથી

આ માનના ત્યાગ સબધીનુ એક દૃષ્ટાંત આપણે વિચારશુ શ્રી ઋષભદેવને ભરત અને બાહુબળી નામના બે પ્રતાપી પુત્રો હતા પોતાના અઠ્ઠાણુ પુત્રોને જુદી જુદી રાજગાદી સોંપી, દીક્ષા લઇ પોતે અનેક સ્થળે વિહાર કરતા હતા ભરતને ચક્રવર્તીપણાનુ સૂચક ચક્ર ઉત્પન્ન થયુ તે ચક્રવડે તેણે છ ખડના રાજાઓને વશ કર્યા, પણ બાહુબળીએ તેની આજ્ઞા ન સ્વીકારી બને બધુઓ વચ્ચે તુમુલ યુદ્ધ દીર્ઘ સમય સુધી ચાલ્યુ ભરતે છેવટે બાહુબળી ઉપર પોતાનું ચક્ર મૂક્યું બન્ને ભાઈઓ હોવાથી બાહુબળી પર તે ચક્રનો પ્રભાવ ચાલ્યો નહિ, તેથી તે ભરતના હાથમા પાછુ આવ્યુ ભરતે જ્યારે ચક્ર મૂક્યુ ત્યારે બાહુબળીને ઘણો ક્રોધ ચઢ્યો હતો, પણ જ્યા ચક્ર બાહુબળીને કાઇ પણ ઈજા કર્યા વિના ભરતના હાથમા પાછુ જઈને બેઠુ, એટલે બાહુબળીની ભાવના ફરી તેણે પોતાના બધુને મારવાનો વિચાર માડી વાળ્યો, પણ ઉગામેલી મુઠી પાછી મૂકવી તે પણ ઠીક નહિ, એમ ધારી પચમુષ્ટિ લોચ કરી પોતે સાધુ બન્યા હવે પોતાના પિતા આદીશ્વર પાસે જવાનો વિચાર કર્યો, પણ ત્યા પોતાના ૯૮ નાના ભાઇઓ, જે પ્રથમ દીક્ષિત થયેલા છે, તેમને નમસ્કાર કરવો પડશે, એ

અભિમાનથી ત્યા જવાનો વિચાર માડી વાળ્યો તેમણે વનમા રહી ઘણુ ઉગ્ર પ્રકારનુ ધ્યાન કર્યુ, પણ કેવલજ્ઞાનની પ્રાપ્તિમા તેમનુ અભિમાન નડ્યુ છેવટે તેમની બે બ્હેનો-બ્રાહ્મી તથા સુંદરીએ બાહુબળીને કહ્યુ કે "વીરા મોરા ગજથકી ઉતરો" આ શબ્દો સાભળતા વિચાર સૂઝ્યો અને પોતે અભિમાનરૂપી હાથી પર ચઢ્યા છે તેનું તેમને ભાન થયું એટલે અભિમાનનો ત્યાગ કરી નાના ભાઈઓને વદન કરવા માટે જ્યા પ્રથમ પગલુ ઉપાડે છે ત્યા કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અભિમાનનો પ્રભાવ કેટલો બધો છે? તે આ ઉપરથી આપણને સમજાય છે હવે આ અભિમાન ત્યાગવાના કેટલાક ઉપાયો વિચારીએ જ્યા નમ્રતા આવે છે ત્યા અભિમાન ચાલ્યું જાય છે કહ્યું છે કે—

લઘુતામે પ્રભુતા બીવે, પ્રભુતામે પ્રભુ દૂર,
કીડી હી મીસરી ચુગે, ગજ શિર ડારે ધૂળ

માટે હૃદયમા નમ્રભાવ રાખવો અને જેની પાસેથી જ્ઞાન મેળવવુ હોય તેનો પૂરો વિનય કરવો, કારણ કે વિનયથી ગુરુ પ્રસન્ન થાય છે અને તેમના હૃદયમાથી જે જ્ઞાનપ્રવાહ વહે છે તે શિષ્યના હૃદયને ઉન્નત બનાવી દે છે બીજાઓના ગુણનો, જ્ઞાનનો, શક્તિનો વિચાર કરો, એટલે તમારુ અભિમાન ગળી જશે વળી તમારી પોતાની નિર્બળતાઓનો પણ જો તમે શાત મનથી વિચાર કરશો તો તમને અભિમાન કરવાનુ કારણ રહેશે નહિ જે પોતાનુ અજ્ઞાન જાણે છે તે જ મનુષ્ય જ્ઞાન મેળવવાને લાયક બને છે જગતમા જાણવા યોગ્ય ઘણું છે, એવો જો મનુષ્યને વિચાર આવે તો તે જરૂર નમ્ર થયા વિના રહે નહિ

આ વિષય પૂર્ણ કરતા એક બાબત ખાસ વિચારવા જેવી છે મનુષ્યે ખોટા અભિમાનનો ત્યાગ કરવો, પણ જેને સ્વમાન (self-respect) કહે છે તે તો સાચવવુ, કારણ કે સ્વમાનવાળા પુરુષો ઘણા ખોટા કામો કરતા અટકે છે તેઓ પોતાના સ્વમાનને લીધે જ કેટલાક હલકા કામો કરવાનો વિચાર સરખો પણ કરતા નથી, માટે આવુ સ્વમાન એ પ્રશસ્ત માન છે જો કે છેવટની સ્થિતિમા તે પણ પ્રશસ્ત ક્રોધની માફક ત્યાજ્ય છે, પણ શરૂઆતમા તે ઘણા જીવોને સીધે માર્ગે દોરવાના કારણભૂત બને છે આ સબધમા જ્ઞાનાર્ણવમા કહ્યુ છે કે —

गुणरिक्तेन किं तेन, मानेनार्थः प्रसिद्ध्यति ।
तन्मन्ये मानिना मान, यल्लोकद्वयशुद्धिदम् ॥

જ્યા ગુણ નથી ત્યા એવા ખાલી માનથી શુ અર્થ-સિદ્ધિ થવાની હતી ? પણ જે માનથી આ લોક તથા પરલોકમા શુદ્ધિ મળે, તે માન ખરુ માન કહેવાય આ માન તે સ્વમાન છે પોતાના આત્માની શક્તિઓનુ ભાન થવાથી આ માન પ્રકટે છે અને તે મનુષ્યને સબળ બનાવી ઉન્નતિને માર્ગે લઈ જાય છે જેને આત્માની અનત ઋદ્ધિનુ ભાન થયુ હોય, તે બહારની વસ્તુઓ આવે કે જાય તે પર વિશેષ લક્ષ આપતો નથી વસ્તુના સદ્‌ભાવે ફુલાઈ જતો નથી, તેમજ વસ્તુના અભાવે દીન બની જતો નથી, કારણ કે આત્મશક્તિ એ વસ્તુઓ ઉપર આધાર રાખતી નથી પણ અદરથી જ પ્રકટ થાય છે

---

## પ્રકરણ ૮ મુ.

### માયાવિગમણ

માયા એ બે અક્ષરનો શબ્દ છે પણ તે ઘણો અનર્થ ઉપજાવે છે માયા એ શબ્દ આ સ્થળે કપટના અર્થમા વાપરવામા આવેલો છે માયા એ ત્રીજો કષાય છે તેના ગેરફાયદા લોકો વિચારતા નથી અને તે અવગુણને મોટો ગણતા નથી, પણ માયા મોટુ નુકસાન કરે છે જ્યા મનુષ્યના મનમા માયારૂપી રાક્ષસી પ્રવેશ કરે છે ત્યા તેનામાથી સત્યવૃત્તિ નાશ પામે છે માયા મોટે ભાગે સ્વાર્થથી ઉદ્ભવે છે જ્યા મનુષ્યનો સ્વાર્થ સરતો હોય ત્યા તે ગમે તેવુ કપટ કરવાને દોરાય છે, અનેક પ્રકારના અસત્ય બોલે છે બહારથી સત્યવાદીનો ડોળ કરે છે પણ અદરથી મોટી ભ્રમજાળ રચે છે વળી મનુષ્યો પોતાની નામપ્રતિષ્ઠાની હાનિ ન થાય તે માટે પોતાના ખોટા કર્મો છુપાવવાને પણ કપટ અથવા માયાનુ સેવન કરે છે જગત આગળ સારા દેખાવુ–લોકોમા વાહવાહ કહેવરાવવી, લોકોમા ખોટી કીર્તિ મેળવવી–આ ઘણા મનુષ્યોના જીવનનુ એક લક્ષ્ય થઇ પડયુ હોય છે, અને જો સીધે માર્ગે કીર્તિ ન મળતી હોય તો અસત્ય માર્ગે પણ તે મેળવવી એવી ભાવના તેમના મનમા જાગે છે, માટે મનુષ્યો અનેક પ્રકારના અસત્ય વચનો બોલે છે હૃદયમા કાઇક ભાવ હોય અને વચનમા કાઇક દર્શાવે છે વળી કાર્યમા

ત્રીજા પ્રકારનો જ ભાવ જોવામા આવે છે આવી જે સ્થિતિ તેને માયા કહેવામા આવે છે આ કપટ કરવાની ટેવ પડી, પછી તે જવી ઘણી મુશ્કેલ છે મનુષ્યોનો ક્રોધ કે માન કે લોભ બહાર પ્રકટ દેખાઇ આવે છે તે છુપાવવા પ્રયત્ન કરવા છતા છુપાતા નથી પણ માયા એટલે છેતરવાની ક્રિયા બીજાથી સમજાય નહિ માટે તેને વશ થયેલાને સુધારવાને બીજો કોઇ ઉપદેશ પણ આપી શકે નહિ, અને ધીમે ધીમે તેનુ બળ વધવા લાગે છે, એટલે તે માયા તો મનુષ્યને આખો ગળી જાય છે સસ્કૃતમા માનો અર્થ નહિ અને યા એટલે જવુ એવો થાય છે, માટે જે એક વાર વળગ્યા પછી છૂટે નહિ તે માયા કહેવાય

માયા—કપટ કરવાથી ઘણા ગેરફાયદા થાય છે મોટામા મોટો ગેરફાયદો એ કે માયા કરનારના જ્ઞાનચક્ષુ પર પડળ આવી જાય છે કપટ કરવાથી તેના મન પર આવરણ આવે છે વારવાર અસરલ અને કપટભર્યા વિચારો કરવાથી મનની વક્ર ગતિ થાય છે અને તેથી આત્મા પોતાની શક્તિઓ બરાબર પ્રકટ કરી શકતો નથી માયાવી મનુષ્ય સત્ય જાણી શકતો નથી તે બીજાને છેતરવા જાય છે, પણ જાતે જ છેતરાય છે વળી કપટ કરનાર થોડો સમય ફાવે, થોડો સમય લોકોને છેતરે, પણ અતે તો તેનુ પાપ ઉઘાડુ પડ્યા વિના રહેતુ જ નથી, કારણ કે અતે તો truth will be out સત્ય વસ્તુ ઉઘાડી પડશે જ જ્ઞાનાર્ણવકાર જણાવે છે કે —

छाद्यमानमपि प्रायः, कुकर्म स्फुटति स्वयम्

કુકર્મ ઢાંકવાને ગમે તેવો પ્રયત્ન કરવામાં આવે, છતાં તે પોતાની મેળે પ્રકટ થાય છે અને જ્યારે આમ થાય છે ત્યારે લોકોનો તેના પરથી વિશ્વાસ ઊઠી જાય છે પછી ગમે તે સારાં કામો કરે, તો પણ લોકો તેનાં તે કાર્યો પર અવિશ્વાસ અને શંકાની નજરથી જુએ છે

વળી કપટ કરનારને અસત્યનો પણ પનો ફરવો પડે છે પોતે અમુક કપટ કરેલ છે તે છુપાવવાને બીજા કપટોનો તેને આશ્રય લેવો પડે છે વળી તે છુપાવવાને વધારે ભયંકર કપટનાં કામો કરવાં પડે છે આ રીતે તેની માયાજાળ એટલી બધી વધી પડે છે કે પોતે જ પોતે એની જાળમાં ફસાય છે અને કપટ બહાર પડતાં વાર લાગતી નથી

કપટ કરનાર નિરંતર ડરતો રહે છે તેને જરા પણ શાંતિ મળતી નથી ક્યારે પોતાનું કપટ બહાર પડશે તે ભય રહ્યા જ કરે છે અને તેથી જગતમાં ખોટી શાન મેળવેલી માનપ્રતિષ્ઠાની વચમાં પણ તેનું હૃદય સળગતું હોય છે સર્વ ધર્મની ક્રિયાઓમાં પણ ફળનો આધાર મનુષ્યના ભાવ ઉપર રાખેલ છે જે મનુષ્ય લોકોને બનાવવાને, ધર્મી તરીકે ગણાવાને અને ધર્મના બહાના હેઠળ પોતાનાં કુકર્મ છુપાવવાને બહારથી ધર્મક્રિયાઓ કરે છે તે ક્રિયાઓમાં તેને ભાવ હોતો નથી તેથી તેને તેનું યોગ્ય ફળ મળતું નથી આવા મનુષ્યો બકવૃત્તિવાળા કહેવાય છે

**बकवृत्तिं समालम्ब्य, वचकैर्वंचितं जगत् ॥**

બગલા જેવી વૃત્તિ રાખી આવા માયાવી પુરુષોએ

આખા જગતને ઠગ્યુ કે આખા જગતને છેતરવા જતા તેમણે પોતાના આત્માને છેતર્યો છે અને પોતાનુ જ અહિત કર્યું છે આત્મા તો કદાપિ છેતરાય નહિ, એટલે આત્માનો પ્રકાશ આ મનુષ્યો પર પડતો નથી અને તેઓની અધો ગતિ થાય છે, ત્યારે આપણને સમજાય છે કે માયાથી અહીં અપકીર્તિ થાય છે, સત્ય પારખવાની અને જાણવાની શક્તિ બુઠ્ઠી થાય છે, આત્માનો પ્રકાશ મળતો નથી અને પરભવમા પણ દુર્ગતિ થાય છે

ત્યારે આ માયા દૂર કરવાને કરવુ શુ ?

માયા દૂર કરવાને ઉત્તમોત્તમ ઉપાય સરલતા અથવા ઋજુતા છે ઋજુ મનુષ્ય ભૂલ કરે પણ પોતાનો સરલ સ્વભાવ હોવાથી બન્યુ હોય તેવુ કહી દે, તેથી બીજાઓ તેની ભૂલ સુધારે ઋષભદેવસ્વામીના સમયના સાધુઓ જડબુદ્ધિના પણ ઋજુ હોવાથી પોતાની ભૂલો જોઈને તે સુધારી શકતા હતા એક વાર કેટલાક સાધુઓ ગામ બહાર શૌચનિમિત્તે ગયા હતા ત્યાથી પાછા ફરતા વાર થઈ ત્યારે તેમના ગુરુએ પૂછ્યુ કે "આટલી બધી વાર કેમ થઈ ?" તેમણે જવાબ આપ્યો "રસ્તામા નટો ખેલ કરતા હતા તે જોવાને ઊભા રહ્યા હતા" ગુરુએ કહ્યુ "આપણને—સાધુઓને નટ જોવા કલ્પે નહિ" તેમણે તે વાત સ્વીકારી લીધી. કેટલોક સમય વીત્યા પછી તેઓ મોડા ઉપાશ્રયે આવ્યા કારણ પૂછતા તેઓએ જણાવ્યુ કે "અમે નટી જોવા ઊભા રહ્યા હતા" ગુરુએ કહ્યુ "નટ જોવાને મે નિષેધ કર્યો હતો તો તેમા નટી જોવાનો નિષેધ તો આવી જ ગયો,

કારણકે નટી વિશેષ રાગનું કારણ છે " તે સાધુઓમા બુદ્ધિ ઓછી હતી તેથી બીજી વાર ભૂલ કરી, પણ સરલ પ્રકૃતિના હોવાથી સત્ય વાત નિવેદન કરી આથી તેમની ભૂલો સુધારવાનો માર્ગ ગુરુને જડી આવ્યો, માટે માયાને દૂર કરવાને સૌથી સારો માર્ગ સરલ પ્રકૃતિ છે

मुक्तेरविप्लुतश्रोक्ता, गतिर्ऋज्वी जिनेश्वरैः ॥
तत्र मायाविना स्यातु, न स्वप्नेऽप्यस्य योग्यता ॥

વીતરાગ સર્વજ્ઞ ભગવાને મુક્તિમાર્ગની ગતિ સરલ કહી છે, ત્યા માયાવી જનોને સ્વપ્ને પણ રહેવાનું સ્થાન મળી શકે નહિ જે જે મહાપુરુષો થઇ ગયા તે સર્વમા આ ઋજુ પ્રકૃતિ હતી જેવુ તેમના મનના તેવુ તેમના વચનમા અને જેવુ વચનમા તેવુ તેમના કાર્યમા અર્થાત્ તેમના મન, વચન અને કાયમા એકરૂપતા હોય છે ત્યા બીલકુલ કપટ હોતુ નથી, તેથી લોકો તેમના વચન પર વિશ્વાસ મૂકી શકે છે

---

## પ્રકરણ ૯ મુ

---

### લોભવિરમણ

લોભ એ ચોથો કષાય છે આપણે ત્રણ કષાયનુ વર્ણન કરી ગયા લોભ સૌથી છેલ્લો મૂકવામા આવ્યો છે, પણ ત્રણ કષાયો કરતા તેનો પ્રભાવ અધિક છે પ્રશમરતિમા તેના કર્તા ઉમાસ્વાતિ વાચક કહે છે કે—

क्रोधात्प्रीतिविनाशं, मानाद्विनयोपघातमाप्नोति ।
शाठ्यात्प्रत्ययहानिं, सर्वगुणविनाशनं लोभात् ॥ १ ॥

ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે, માનથી વિનયનો નાશ થાય છે, માયાથી-કપટથી વિશ્વાસનો ભગ થાય છે, પણ લોભથી તો સર્વ ગુણોનો નાશ થાય છે વળી તે લોભના સબધમા કહે છે કે –

सर्वविनाशाश्रयिणः, सर्वव्यसनैकराजमार्गस्य ।
लोभस्य को मुखगतः, क्षणमपि दुःखान्तरमुपेयात् ॥

સર્વ વિનાશના આશ્રયસ્થાનરૂપ અને સર્વ પ્રકારની આપત્તિના મુખ્ય માર્ગરૂપ એવા લોભને વશ થયેલો કયો મનુષ્ય એક ક્ષણ પણ સુખ પામી શકે ?

લોભ એ અશુભ પ્રકૃતિનો સ્વભાવ છે એ તૃષ્ણાનુ બીજુ નામ છે તે લોભથી મનુષ્ય વસ્તુઓને સગ્રહવાને, તેમના પર પોતાની માલીકી સ્થાપવાને પ્રયત્ન કરે છે મનુષ્યની તૃષ્ણાને હદ હોતી નથી, તેથી તે અનેક વસ્તુઓ મેળવવા છતા પણ તૃપ્તિ પામતો નથી આત્માનો પોતાનો સ્વભાવ તો નિષ્પરિગ્રહી છે તે તો આપવામા જ આનદ માને છે પણ પ્રકૃતિને-જડ સ્વભાવને વશ થઈ આપણે અનેક વસ્તુઓ ઉપર આપણી માલીકી સ્થાપવાના પ્રયત્ન કરીએ છીએ આપણા ઉપભોગમા તો ઘણી થોડી વસ્તુઓ અને સાધનો આવે છે આપણી પાસે ૧૦ પલગ હોય તો પણ આપણે એક જ પલગ પર સૂઈ શકીએ છીએ આપણી પાસે પાચ મોટરો હોય, પણ એક વખતે તો એક જ મોટ-

રમા એમવુ પડે છે આપણા અનેક સ્થળે બગલાઓ હોય પણ એક વખતે એક જ બગલાનો આપણે ઉપભોગ કરી શકીએ છીએ ખાવા માટે ૫૦ પ્રકારની વાનીઓ તૈયાર હોય, પણ આપણે તો આપણા શરીરને માફક આવે અને આપણાથી પચાવી શકાય તેટલી જ વાનીઓ ખાઇ શકીએ છીએ, છતા જીવની લોભવૃત્તિની કાંઈ મર્યાદા છે ? વસ્તુઓ મળતા લોભની શાંતિ નહી થતા ઊલટો લોભ વધે છે એ જ તેનુ વિચિત્રપણુ છે અગ્નિમા ઘી નાખવાથી અગ્નિ શાંત નહિ થતા વૃદ્ધિ પામે છે, તેવી જ રીતે આપણી કામના ની વસ્તુ પ્રાપ્ત થતા તેવી જાતની વિશેષ વસ્તુઓ મેળવવા હૃદયમા વૃત્તિ ઉદ્ભવે છે

લોભના ગેરફાયદા ઘણા છે મનુષ્ય લોભને ખાતર અસત્ય બોલે છે જેમે તેવુ જૂઠુ બોલતા તે જરા પણ અચકાતો નથી જૂઠી સાક્ષી આપે છે, જૂઠા દસ્તાવેજો લખે છે લોભી મનુષ્યમાથી દયા તો દૂર જ ભાગે છે

स्वामिगुरुबन्धुवृद्धानबलाबालान् जीर्णदीनादीन् ।
व्यापाद्य विगतशङ्को लोभार्तो वित्तमादत्ते ॥

લોભને વશ થયેલો પુરુષ પોતાના માલીક, ગુરુ, બન્ધુ, વૃદ્ધ, સ્ત્રી, બાળક તથા ક્ષીણ, દુર્બલ અને અનાથોને પણ શંકા રહિતપણે મારીને ધન ગ્રહણ કરે છે ' It is the root of all evil લોભ સર્વ અનર્થોનુ મૂળ છે આથી મનુષ્યો ઘાતકી અને નાદાન થાય છે બીજાઓના વૈભવની ઇર્ષા કરે છે, પોતાના હાથ નીચે મૂકાએલા નિરાધારોનુ ધન

હરી લે છે, અને ગરીબો પર જુલમ પણ ગુજારે છે મનુષ્ય લોભથી પોતાના પિતાની ઉમ્મર પૂછવા દોરાય છે લોભથી આપણો ભાગીદાર ગીધ જેવો બને છે અને આપણો મિત્ર ચોર બને છે કહ્યુ કે—

अर्थमनर्थं भावय नित्य, नास्ति ततः सुखलेशः सत्यम् ।
पुत्रादपि धनभाजा भीतिः, सर्वत्रैषा विहिता रीतिः ॥ १ ॥

ધનને નિરતર અનર્થરૂપ માનો, તેથી સુખનો લેશ પણ સત્ય રીતે નથી, પૈસાદારને પુત્ર તરફથી પણ ભય રહ્યા કરે છે, આવી રીત સર્વત્ર ફેલાયેલ છે ધનને ખાતર ભાઇઓ લડે છે, મિત્રો છૂટા પડે છે અને સબધીઓ વચ્ચે શત્રુતા પ્રગટે છે

આપણે પાચમા પાપસ્થાનકનો વિચાર કરતા જોયુ હતુ કે ધનની જરૂર છે ધન સાધન તરીકે યોગ્ય છે, પણ ધનને ખાતર જ જેઓ ધન એકઠુ કરવા પ્રયત્ન કરે છે તેઓ ધનથી મળતુ સુખ પણ ભોગવી શકતા નથી, તેઓમા દાનવૃત્તિ હોતી નથી, તેમજ તેઓ પોતાને વાસ્તે પણ તેનો યોગ્ય ઉપયોગ કરી શકતા નથી, કારણ કે તેઓ ધારે છે કે ધન વાપરવાથી ખૂટી જશે આવા મનુષ્યોની સ્થિતિ ભ્રમર જેવી થાય છે કે—

મધુ સચય કરી મરી રહ્યો, ભ્રમર કેવળ અજાણ,
ના દીઠુ ના ભોગવ્યુ, નાહક ખોયા પ્રાણ.

માટે લોભવૃત્તિનો ત્યાગ કરવાને ઉદારતાનો—દાનનો પાઠ શીખવો જોઇએ

दान भोगो नाश., त्रितयो गतयो भवति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते, तस्य तृतीया गतिर्भवति ॥

ધનના ત્રણ માર્ગ છે—દાન, ભોગ અને નાશ જે દાનમા આપતો નથી અથવા જાતે તેનો ઉપભોગ કરતો નથી તેને વાસ્તે ત્રીજી ગતિ ખુલ્લી છે

જે મનુષ્યને શાશ્વત અને ક્ષણિક વસ્તુઓ વચ્ચેનો વિવેક હોતો નથી તે પચેદ્રિયની તૃપ્તિમા પોતાનુ સર્વ સામર્થ્ય વાપરે છે, અને તેથી જે દ્વારા તે ઇન્દ્રિયોના વિષયો ભોગવી શકે તે ગ્રહણ કરવાને લલચાય છે, અને તે ઇન્દ્રિયતૃપ્તિને અર્થે દુનિયાની વસ્તુઓ મેળવવાનુ સાધન જે ધન તે મેળવવા પ્રયત્ન કરે છે પણ આપણને વિચાર તથા અનુભવથી જણાય છે કે ઇન્દ્રિયજન્ય સુખ શાશ્વત નથી, દુ ખથી ભરપૂર છે, માટે જે આપત્તિથી ભરપૂર હોય તે ખરી સ પત્તિ કહી શકાય જ નહિ એક કવિએ કહ્યુ છે કે—

જે સુખમા ફિર દુ ખ વસે, સો સુખ નહિ દુ ખરૂપ,
જે ઉત્ત ગ ફિર ગીર પડે, સો ઉત્ત ગ નહિ ભવકૂપ

ત્યારે શું ધન સુખનુ સાધન છે? ધન એ સુખનું સાધન છે, પણ ધન એકલુ જ સુખનુ સાધન નથી જો ધનવાન પુરુષો સૌથી વિદ્વાન અને સૌથી સદ્ગુણી હોય તો તેમ માનવામા કાંઇ પણ બાધ નથી, પણ વસ્તુત તેમ નથી મનુષ્યો પોતે ધનવાન થાય તે માટે કગાલ સ્થિતિમા રહે છે તેઓ ધનને સાધન તરીકે નહિ ગણુતા સાધ્ય તરીકે ગણે છે આ જ મોટી ભૂલ છે આપણી

જરૂરિયાતો અને સગવડોને ખાતર જે ધન આવશ્યક હોય, તે સિવાયનું બાકીનું ધન નિરર્થક અને ઘણીવાર તો બોજારૂપ હોય છે પણ જો મનુષ્ય બાકીના ધનનો પરોપકારાર્થે અથવા સત્કાર્યમા ઉપયોગ કરે તો તેની સફળતા છે મનુષ્ય ધનવાન થયો એટલે તેના ધનને લીધે તે આકૃતિવિદ્યા (Drawing) અથવા સગીતશાસ્ત્રમા નિપુણતા મેળવી શકે નહિ ગરીબ મનુષ્યની માફક તેને તે વિદ્યા શીખવાને મહેનત કરવાની જરૂર છે તેમજ ધનને લીધે જિતેદ્રિયપણું, ધૈર્ય આદિ સદ્ગુણો આવી જતા નથી તેમજ ધનને લીધે ધન ઉપર વૈરાગ્ય આવી શકતો નથી, તેમજ પોતાના આત્માને પરિગ્રહની મર્યાદા કરતા પણ શીખવી શકાતો નથી જો મનુષ્યને તૃષા લાગી હોય તો જળ તેની તૃષા છીપાવે છે જો મનુષ્યને ભૂખ લાગી હોય તો ખોરાક તેની ભૂખ મટાડે છે જો મનુષ્યને ઠડી લાગતી હોય તો ગરમ કોટ પહેરવાથી અથવા અગ્નિ પાસે બેસવાથી તે ઠડી દૂર ભાગે છે અને તે મનુષ્યને શાતિ થાય છે પણ જો જરૂર કરતા વધારે ખાય તો અજીર્ણ થાય છે, જરૂર કરતા વધારે પાણી પીવાથી પેટ અકળાય છે અને જરૂર કરતા વધારે વસ્ત્ર પહેરવાથી તાપ વિશેષ લાગે છે કુદરતી તગી પૂરી પડી એટલે કુદરત સતોષ પામે છે તેની તગી કરતા વધારે વસ્તુઓ તેને ભારરૂપ જણાય છે તેમજ નુકશાનકારક નીવડે છે, પણ ધનમા તેમ નથી તે બાબતમા તો ધન મળતા વિશેષ ધનની સ્પૃહા પ્રકટે છે અને આ લોભનો કોઇ દિવસ અત આવતો જ નથી

સમયના વહેવા સાથે લોકોની મોજશોખની વૃત્તિઓ વધારે પ્રબળ થતી જાય છે અને જે ચીજો જરૂરની છે તે સ્હેજમા મળી શકે તેવી હોય છે, પણ આપણે લોકમા વાહવાહ કહેવરાવવા માગીએ છીએ, લોકોમા બાહ્ય આડબરથી માનપ્રતિષ્ઠા પામવા ધારીએ છીએ, અને તેથી ઘણી ચીજો જે પ્રથમ મોજશોખની ચીજો ગણાતી હતી તે હાલમા જરૂરની થઈ પડી છે આપણી જરૂરિયાતો જેમ વધારીએ તેમ વધે છે જો આપણે ઇટલીના તેમજ પારીસના સુશોભિત ભવ્ય મકાનોની જેવી કારીગરીવાળા બગલાઓ બધાવવા માગીએ, અથવા હીરા રત્નના આભૂષણ પહેરવા માગીએ, અથવા અરબસ્તાનના ઘોડાની લઢનથી મઢાવેલી ફેટીનમા બેસવા ધારીએ, અથવા સુગધીદાર તેલ સાબુ વગેરે વાપરવા ચાહીએ તો આ બધી વસ્તુઓને આપણે જરૂરિયાતના પેટાવિભાગમા લાવી શકીએ, પણ આ બધી ખરી જરૂરિયાતો નથી શુદ્ધ સાત્ત્વિક ખોરાક, સ્વચ્છ જળ, સારા ધોયેલા વસ્ત્ર અને ટાઢ તડકાથી આપણો બચાવ કરે તેવુ ઘર-આ ચીજો સાધારણ રીતે જરૂરની ગણાય, કારણ કે શરીરનુ રક્ષણ કરવામા તે ચીજોની ઉપયોગિતા છે અને શરીર તે ધર્મ સાધનોમા મુખ્ય સાધન છે, માટે શરીરના રક્ષણ અર્થે જે ચીજો જરૂરની છે તે સિવાયની બીજી **વધારાની** કહીએ તો તે અયોગ્ય નથી

જો મનુષ્યને જળની જેટલી તૃષા હોય તે કરતા વધારે પીએ, અથવા ભૂખ કરતા વધારે ખોરાક ખાય તો તેને ઓકવુ પડે છે, અને તેમા કેવળ વધારાનો ભાગ-હદ ઉપરાત

ખાધેલો ભાગ-જ બહાર નીકળી જતો નથી, પણ જે ખોરાક શરીરના પોષણ અર્થે જરૂરનો હતો તે પણ નીકળી જાય છે તેમ મધ્યમસર રીતે જે વસ્તુઓ ઉપયોગી ગણાય તેના કરતા વધારે મેળવવાની તૃષ્ણામા જે કોઇ તણાય છે તે મનુષ્ય જે ચીજો તેને સુખમા રાખવાને તથા તેની સ્વાભાવિક તગીઓને પાર પાડવામા કામ લાગી હોત તે ચીજો પણ ખોઇ બેસે છે, માટે **અતિલોભ તે પાપનુ** મૂળ છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે

લોભનો ત્યાગ કરવાને નીચે પ્રમાણે વિચાર કરવો બહારની વસ્તુઓ ધન વૈભવ આપણી સાથે આવવાના નથી તે ઘણુ તો આખી જિંદગી પર્યંત રહે, પણ તે આપણી સાથે કદાપિ સર્વદા રહેશે જ નહીં આપણે આત્મા છીએ અને આ બહારના સાધનો ખરી રીતે આપણા નથી આપણે તેની ઉપર માલીકી ધરાવી દુ ખી થઇએ છીએ, પણ જો ટ્રસ્ટી ભાવ રાખીએ તો ધન કોઇ રીતે દુ ખનુ કારણ થાય નહિ લાખો રૂપીઆની વચમા મનુષ્ય નિર્લોભભાવ રાખી શકે આપણી સાથે સ્થાયી રહેનાર આપણા જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે, અથવા સદ્, ચિદ્ અને આન દ છે આપણે ખીલવેલી શક્તિઓ, મેળવેલુ જ્ઞાન અને પ્રકટ કરેલો આન દ સ્વભાવ-પ્રેમ આપણી સાથે રહે છે જો મનુષ્યને આ આત્માની સાથે સ્થાયી રહેનાર સદ્ગુણો મેળવવા પ્રત્યે રુચિ થાય તો વસુ અને વૈભવ પ્રત્યેનો તેનો મમત્વભાવ ઓછો થવા સ ભવ છે, માટે લોભના અનેક અનર્થો વિચારી તેનો ત્યાગ કરવાને કા તો સ તોષવૃત્તિ ધારણ કરો અને જો

સંતોષવૃત્તિ ન રાખી શકતા હો તો જે કાંઈ ધન વધારાનું લાગે તેનો પરોપકારાર્થે સદુપયોગ કરો, કારણ કે પરોપકાર કરવા જતા ધન પ્રત્યેની આસક્તિ ઓછી થવા લાગશે માટે પરોપકાર અથવા સંતોષ ખીલવો આ સંબધમા કવિ શેક્સપીઅર લખે છે કે—

My crown is in my heart, not on my head
Not decked with diamonds and Indian stones
Nor to be seen my crown is called content
A crown it is that seldom kings enjoy

મારો મુગટ મારા મસ્તક ઉપર નહિ પણ મારા હૃદયમા છે તે હીરાથી કે પુખરાજથી જડેલો નથી તે કોઇથી દેખી શકાતો નથી તે મુગટનુ નામ સંતોષ છે મારો મુગટ રાજાઓના ઉપભોગમા ભાગ્યેજ આવે છે

મનુષ્ય પોતાના આત્માના ગુણો ખીલવવાના સંબધમા ભલે અસંતોષ રાખે, પણ બાહ્ય સમૃદ્ધિના સંબધમા તો અમુક સ્થિતિએ-હદે સંતોષ રાખે, પરિગ્રહનુ પરિમાણ કરે તો જ શાંતિ અનુભવી શકે, માટે આત્મશાંતિના ઇચ્છક જનોએ પોતાના પરિગ્રહનું પરિમાણ કરીને લોભવૃત્તિ પર જય મેળવો



## પ્રકરણ ૧૦ મું

### રાગવિરમણ

દશમુ પાપસ્થાનક રાગ છે રાગ અને દ્વેષ એ વસ્તુત ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોના બે સ્વરૂપો છે દ્વેષ એ ક્રોધ અને માનનો સૂચક છે અને રાગમા માયા અને લોભનો સમાવેશ થાય છે, એટલે રાગ દ્વેષનું સ્વરૂપ આ ચાર કષાયોમા મોટે ભાગે આવી જાય છે, પણ જ્યારે અત્રે આ બે પાપસ્થાનકોને જુદા ગણવામા આવ્યા છે તો તેનું વર્ણન કરવાની જરૂર છે

**રાગની વ્યાખ્યા**—રાગ એટલે કોઈપણ વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે મારાપણાને લીધે જે આસક્તિ થાય તે રાગ રાગને બધનકર્તા ગણવામા આવ્યો છે, કારણ કે તે વૃત્તિ જ્યારે પ્રબળ હોય છે ત્યારે મનુષ્ય નહિ કરવા યોગ્ય કામો કરે છે, નહિ બોલવા યોગ્ય વચનો બોધે છે, અને રાગની વસ્તુને ખાતર પોતાના બધા નિશ્ચયો અને સદ્‌નિર્ણયોનો ભોગ આપે છે રાગી મનુષ્યને આધળો ગણવામા આવે છે કહ્યુ છે કે —

**रागान्धा नैव पश्यन्ति**—રાગથી અધ થયેલા પુરુષો વસ્તુસ્થિતિને જાણી શકતા નથી

આપણે શાસ્ત્રોમા વારવાર સાભળીએ છીએ કે કર્ણેન્દ્રિયની તૃપ્તિ ખાતર મૃગ, ચક્ષુરિન્દ્રિયના વિષયની તૃપ્તિ ખાતર પતગિયુ, રસનેન્દ્રિયના વિષયના ભોગ માટે મીન

( માછલુ ), ઘ્રાણેન્દ્રિય ખાતર ભ્રમર અને સ્પર્શેન્દ્રિયના ઉપભોગ ખાતર હાથી મરણને શરણ થાય છે તે તે જીવો તે તે વિષય પાછળ અ ધ બ ની ગયા હોય છે, તેમની વિવેકશક્તિ બુટ્ટી થઇ જાય છે, અને તેઓ તે વસ્તુઓ પ્રત્યેના રાગથી દોરાઇ મરણ પામે છે એકેક ઇન્દ્રિય પાછળ રાગ રાખવાથી પ્રાણીઓની આ સ્થિતિ થાય, તો જે જીવો પાચે ઇન્દ્રિયો પાછળ અ ધ બ ની ગયા હોય તેમની કેવી શોચનીય સ્થિતિ થાય, તે વિચારવા જેવો પ્રશ્ન છે

વસ્તુઓ ઉપરનો રાગ મનુષ્યને તે વખત તો સુખ આપનારો લાગે છે પણ તે વસ્તુ પ્રાપ્ત થતા તેમાથી મોહ કતા ચાલી જાય છે, તેમ છતા ઘણા જીવો તો તે સમજી શકતા પણ નથી અને તે તે વસ્તુ પ્રત્યેના રાગમા વિશેષ તણાતા જણાય છે, પરતુ વસ્તુઓ સદાકાળ ટકતી નથી તેમજ જે મનુષ્યો ઉપર આપણને રાગ હોય છે તે પણ સદા ટકતા નથી કા તો તે ચાલ્યા જાય છે અથવા તો તેમને છોડી આપણે ચાલ્યા જવુ પડે છે તે સમયે વિયોગનુ દુ ખ ઘણું લાગે છે જેટલા પ્રમાણમા અમુક વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે આપણો વિશેષ રાગ, તેટલા પ્રમાણમા તે વસ્તુના અથવા મનુષ્યના અભાવે અથવા વિયોગે વિશેષ દુ ખ થવા સભવ છે સ્વામી રામતીર્થના કહેવા પ્રમાણે "જેટલા રાગના ખીલા હૃદયમા ઊંડા ઉતર્યા હશે તેટલા જ તે કાઢતી વખતે વિશેષ દુ ખના કારણભૂત થશે " આ હેતુથી જ શાસ્ત્રકારોએ રાગનો ત્યાગ કરવાનું કહ્યુ છે તીર્થંકરોનુ એક નામ "વીતરાગ " એટલે " ગયો છે રાગ જેનો " એવુ આપ્યુ છે

રાગ મમત્વભાવથી ઉદ્દભવે છે હુ અને મારુ એ રાગની ઉત્પત્તિના મુખ્ય કારણો છે જ્યા મમત્વભાવ ચાલ્યો જાય છે ત્યા રાગ પણ જતો રહે છે અને તે વસ્તુનો નાશ થાય તો પણ વિશેષ દુ ખ થતુ નથી આ ઉપર આપણે એક દૃષ્ટાત વિચારીશુ

જ્યારે રેલ્વેટ્રેનનો મુબઈ ઇલાકામા આરભ થયો ત્યારે ટ્રેઇન અમદાવાદથી મુબઇ સુધી જતી ન હતી એક ટ્રેઇન મુબઈ અને સુરત વચ્ચે દોડે, અને બીજી ટ્રેઈન અમદાવાદ અને સુરત વચ્ચે દોડતી હતી અમદાવાદનો એક માણસ વ્યાપાર કરવા નિમિત્તે મુબાઇ આવ્યો તે બે વર્ષના એક પુત્રને મૂકીને આવ્યો હતો તે વાતને બાર વર્ષ વીતી ગયા તે પુત્ર ૧૪ વર્ષનો થયો તે મનુષ્યની સ્ત્રીએ તેને લખી જણાવ્યુ કે 'હવે પુત્ર ૧૪ વર્ષનો થયો છે, તેનો વિવાહ કરવો જોઈએ, માટે તમે અમદાવાદ આવજો' તેણે લખ્યુ કે–હુ આવુ છુ આમ પત્રવ્યવહાર ચાલ્યા જ કરે સ્ત્રી તેને તેડાવવા માટે લખે તે લખે હુ આવુ છુ પણ વ્યાપારની ધમાલ છોડી અમદાવાદ જાય નહિ છેવટે સ્ત્રીએ લખ્યુ કે—જો તમે નહિ આવો તો આપણા પુત્રને તેડવા મોકલીશ તેનો પણ "હું આવવાનો છુ" એટલો જ જવાબ મળ્યો છેવટે સ્ત્રી ચીડાઈ અને તેણે પોતાના પુત્રને મુબઇ મોકલ્યો, તે પુરુષ પણ પોતાની સ્ત્રીના ઘણા પત્રોથી પ્રેરાઈ અમદાવાદ જવા ઉપડ્યો બન્ને એક જ દિવસે નીકળ્યા બન્ને રાત્રે સુરત આવી પહોચ્યા પિતા કે પુત્ર એક બીજાને ઓળખતા ન હતા બન્ને એક જ ધર્મશાળામા ઉતર્યા

રાત્રે પુત્રના પેટમા ચૂક આવી કેટલાક દયાળુ ઉતારૂઓને આ રડતા અને ચીસો પાડતા છોકરાની દયા આવી અને તેમણે તેની સારવાર કરવા માડી કોઈકે તેના બાપને ઉઠાડવા પ્રયત્ન કર્યો, પણ તે કહે કે " મને જ પવા દો, એવા તો કેટલાય માદા પડશે તેમા આપણે શુ કરીએ ? " બીજે દિવસે સવારમા તે છોકરો મરણ પામ્યો બધા ઉતારૂઓ એકત્ર થયા અને તેનુ પોટલુ તપાસ્યુ તેમાથી કેટલાક પત્રો નીકળ્યા તે ઉપરથી તે મનુષ્યનો જ છોકરો હતો, એમ ઠર્યું હવે તેને ભારે દુ ખ થયુ અત્યાર સુધી તેણે તે યુવક ઉપર મારાપણાનુ આરોપણ કર્યું ન હતું, પણ હવે તે મારો પુત્ર છે અને મારો પુત્ર મરણ પામ્યો એ વિચારથી તેને અત્યત દુ ખ થયુ આ રીતે મમત્વથી રાગ થાય છે અને રાગની વસ્તુ જતા મનુષ્યને દુ ખ થાય છે

રાગ મનુષ્યો પ્રત્યે તેમજ વસ્તુઓ પ્રત્યે પ્રકટે છે રાગ ઉપર જણાવ્યા પ્રમાણે દુ ખનુ કારણ છે અને તેનાથી બ ધન થાય છે, પણ રાગ અને પ્રેમનો ભેદ આપણે જાણવો જોઇએ, કારણ કે આ બે ભિન્ન ભિન્ન તત્ત્વો છે અને તેમના ફળ પણ જુદા જ આવે છે રાગની અને પ્રેમની વ્યાખ્યા આપણે યથાર્થ સમજવી જોઈએ

પ્રથમ જણાવ્યા પ્રમાણે મારાપણાને લીધે કોઈપણ વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે જે આસક્તિ થાય તે રાગ, પણ આ એક જીવ છે, અને તે માગ સબધમા આવ્યો છે, તો મારે તેનુ કલ્યાણ કરવુ જોઇએ, એવી ભાવનાથી જો કોઇ પણ મનુષ્ય પોતાની સ્ત્રી, પુત્ર અથવા સ્વજનો પ્રત્યે

લાગણી રાખે તો તે લાગણી તે પ્રેમ છે આ પ્રેમ કોઇ પણ રીતે બધનકારક નથી જેટલા મહાન આત્માઓ થઇ ગયા તે સર્વમા આવો પ્રેમ હતો તેમને જેટલા સ્વજનો વ્હાલા હતા તેટલા જ બીજા જીવો વ્હાલા હતા, કારણ કે તેમનો પ્રેમ આત્માને લઇને ઉદ્‌ભવ્યો હતો પ્રેમને લઇને જ મહાન્ જીવાત્માઓ બીજાનુ કલ્યાણ કરવા પ્રેરાય છે એ ભાવનાથી જ શ્રી મહાવીરપ્રભુએ વિચાર્યું હતુ કે " અવિ જીવ કરુ શાસનરસી, એસી ભાવ દયા મન ઉલસી " માટે વસ્તુઓ તથા મનુષ્યની ઉપાધિઓ-શરીરો પ્રત્યેનો રાગ દૂર કરવા જતા તેમના આત્મા પ્રત્યેની સ્વાભાવિક લાગણી-પ્રેમનો ત્યાગ ન થાય, તે સબધમા મનુષ્યે બહુ જ કાળજી રાખવી જોઇએ ઘણા મનુષ્યો રાગનો ત્યાગ કરવા જતા સર્વ મનુષ્યો પ્રત્યેના પ્રેમનો પણ ત્યાગ કરે છે અને તેમના હ્રદય નિષ્ઠુર અને લાગણી રહિત બની જાય છે પ્રેમ વગરનુ જીવન એ તો જીવન નહિ, પણ જીવતું મરણ છે જીવો પ્રેમથી જ આગળ વધે છે જિનેશ્વરોએ જે ચાર ભાવનાઓ જીવાત્માના વિકાસ માટે બતાવી છે, તેમાની પ્રથમ ત્રણ ભાવના પણ પ્રેમની જ સૂચક છે, પ્રેમ પર જ રચાયલી છે તે ભાવનાઓના નામ પ્રમોદ, મૈત્રી અને કારુણ્ય છે આપણા કરતા વિકાસમા જે આગળ વધેલા જીવો છે, જેઓ જ્ઞાનમા, ગુણમા, શક્તિમા આપણા કરતા ઉચ્ચ સ્થિતિએ પહોચ્યા હોય છે તેવા જીવો પ્રત્યે જે પ્રેમ દર્શાવવો તે પ્રમોદભાવ જ્ઞાન, ગુણ, શક્તિ વગેરેમા આપણી સમાનકોટિના જીવો પ્રત્યેનો જે પ્રેમ તે મૈત્રી કહેવાય છે, અને આપણા કરતા જે લોકો આવી બાબતમા

નીચલી પાયરી પર હોય છે તેમના તરફ આપણો પ્રેમ કારુણ્ય અથવા દયાનુ રૂપ લે છે વળી બીજી રીતે વિચારીએ તો પ્રેમ અથવા પ્રશસ્ય રાગ એ જીવાત્માના વિકાસને વાસ્તે ઘણુ અગત્યનુ સાધન છે જેનામા વીરપૂજા નથી, જે બીજાની મહત્તા જોઈ આનદ પામતો નથી, જે હલકી ભાવનાઓ અને વિચારોમા જ રમ્યા કરે છે તે જીવ કદાપિ આગળ વધી શકે નહિ, માટે રાગનો ત્યાગ કરતા ભૂલથી પ્રેમનો ત્યાગ ન થાય તેની ખાસ સભાળ રાખવી ઘણા પુરુષો રાગનો નાશ કરવા જતા પ્રેમનો નાશ કરી ઉચ્ચ થવાને બદલે અધમ બને છે સામાન્ય મનુષ્ય કરતા વધારે ઉચ્ચ પદ મેળવવા જતા વધારે નિર્દય અને નિષ્ઠુર બને છે જેટલા મહાપુરુષો થઈ ગયા છે તે સર્વે દયાના સાગર અથવા પ્રેમની મૂર્તિ હતા અને પ્રેમ-કરુણાવડે જ તેઓ નિર્વાણ જેવા ઉચ્ચપદે પહોચ્યા હતા

રાગનુ પણ કુદરતમા સ્થાન છે અમુક હદે તે આપણને ફાયદાકારક થાય છે મનુષ્યો ધન, કીર્તિ, સત્તા વગેરેના રાગથી તે મેળવવા મથે છે, અને મેળવવા જતા અનેક શક્તિઓ ખીલવે છે તે વસ્તુઓ મળતા તેના પ્રત્યેનો મોહ ઊડી જાય છે, તે વસ્તુઓ મળ્યા પહેલા જેટલી મોહક લાગતી હતી તેટલી હવે લાગતી નથી, તેથી તેને વૈરાગ્ય પ્રગટે છે આ ખરો વૈરાગ્ય છે વસ્તુઓ અથવા બનાવોનુ અસારપણુ સમજીને જ્ઞાનપૂર્વક થયેલો વૈરાગ્ય લાબો કાળ ટકી શકે છે વળી તે રાગવાળી વસ્તુઓની પાછળ જતા જે ખત, ઉત્સાહ, શક્તિ, અનુભવ મેળવ્યા હોય છે

તે તેને તેના આત્માના વિકાસમા મદદગાર થાય છે અને વસ્તુઓનુ અસારપણુ જાણેલુ હોવાથી વસ્તુઓના સદ્ભાવે તેમજ વિયોગે તે મનની સમતોલવૃત્તિ જાળવી શકે છે, કારણ કે હવે તે વસ્તુઓની ખરી કિંમત આકતા શીખ્યો છે પણ જેઓ કાચા વૈરાગી છે, જેઓ રાગને અનુભવ્યા વિના વૈરાગ્ય ગ્રહણ કરે છે, તેને પતિત થવાનો ઘણો સભવ રહે છે, અને એવા ઘણા દાખલા આપણને મળી આવે છે, માટે વસ્તુઓની ખરી કિંમત સમજવી જોઇએ જગતના જેટલા પદાર્થો છે તેમા ત્રણ અવગુણ છે તેઓ ક્ષણિક સુખ આપનાર છે, તે સુખદુ ખગર્ભિત છે અને વળી તે મળ્યા પછી પાછી બીજા સુખની આકાક્ષા રહ્યા કરે છે, માટે અનતકાળ સુખ આપી શકે તેવા પદાર્થ જો જગતમા હોય તો પછી કયો એવો જીવ ક્ષણિક સુખ આપવાવાળા પદાર્થમા લુબ્ધ રહે ? મનુષ્યને પોતાની પાસે રહેલી આત્મિક દોલતનો ખ્યાલ નથી, તેથી જ તે બાહ્ય વસ્તુઓમા સુખ શોધવા મથે છે, પણ અન્તે તે થાકે છે કસ્તુરીઓ મૃગ પોતાની નાભિમા કસ્તૂરી હોવા છતા, તેની સુગધ આવતા આખા જગલમા તે સુવાસ મેળવવા મથે છે, પણ અતે થાકે છે ત્યારે પોતાની નાભિ તરફ દષ્ટિ કરે છે તેમ જીવનો પોતાનો સ્વભાવ આનદ છે તેને ખબર નથી કે આનદ મારા પોતાનામા છે, તેથી તે બહાર શોધવા ફરે છે જુદી જુદી વસ્તુઓમા અને મનુષ્યોમા તે શોધે છે તેના પોતાનામા તે રહેલો હોવાથી તેને બ્હારથી તે આનદની [illegible]ખી થાય છે. પણ તેને પર્ણ આન[illegible]

મળતો નથી પછી તે અંતર્મુખ થાય છે બાહ્ય વસ્તુઓ ઉપર પોતાના સુખનો આધાર રાખતો બંધ થાય છે ત્યારે તેના પોતાનામા રહેલા આનંદનો તેને અનુભવ થવા લાગે છે પછી તેને બાહ્ય વસ્તુઓ પ્રત્યે રાગ આવતો નથી વસ્તુઓનો ત્યાગ કરવાથી તે વસ્તુઓ પ્રત્યે વૈરાગ્ય જન્મે છે એ વાત સાચી છે, પણ તે વસ્તુઓ પ્રત્યેના રાગનો રસ ચાલ્યો જતો નથી તે તો જ્યારે આત્માની ઝાખી થાય ત્યારે જ ચાલ્યો જાય, કારણ કે ઉચ્ચ બાબતનો ખરો અનુભવ થયા વિના હલકી વસ્તુઓ પ્રત્યેની રુચિ સર્વથા જતી નથી છતા વૈરાગ્યનુ કુદરતમા સ્થાન છે, કારણ કે વૈરાગ્ય એ ઉપશમનુ કારણ છે અને લાબા સમય સુધી જો ઉપશમ સ્થાયી રહે તો તે ક્ષયનુ પણ કારણ બને છે માટે બાહ્ય ત્યાગ પણ અમુક અપેક્ષાએ ઈષ્ટ છે છેવટ તો ઉચ્ચ વસ્તુ–આત્મા ઉપર મન સ્થિર થતા વૈરાગ્ય પ્રકટશે, ત્યારે વસ્તુઓના અભાવે તેમજ સદ્ભાવે સમાન સ્થિતિ રહી શકશે આ ભેદ જો સમજવામા આવે તો રાગી અને ત્યાગી વચ્ચેના ઝઘડાઓનો અંત આવે



## પ્રકરણ ૧૧ મુ.

---

### દ્વેષવિરમણ.

અગિયારમુ પાપસ્થાનક દ્વેષ છે અને દ્વેષમા ક્રોધ અને માનનો સમાવેશ થાય છે, જ્યા ક્રોધ કે માન હોય ત્યા દ્વેષ પ્રગટે છે

દ્વેષની વ્યાખ્યા શ્રીમદ્ આનદઘનજી આપે છે કે "દ્વેષ અરોચક ભાવ" જ્યા અરુચિ થઈ ત્યા દ્વેષનુ બીજ રોપાય છે, અને તે બીજને વ્હેમ, શકા, પરસ્પર ગેરસમજણ વગેરે સાધનો મળતા તે બીજ વૃક્ષરૂપે પરિણમે છે દ્વેષનુ મુખ્ય કારણ જુઓ તો રાગ છે આપણને અમુક વસ્તુ અથવા બાબત પર રાગ અથવા રુચિ હોય, હવે તેની પ્રાપ્તિમા જે કોઈ અતરાયભૂત થાય તેના પર સ્વાભાવિક રીતે દ્વેષ પ્રકટે છે रागात् द्वेषोऽपि जायते। રાગથી દ્વેષ પ્રકટે છે આનો અર્થ એવો નથી કે જેના પર રાગ હોય તેના જ પર દ્વેષ થાય છે, પણ રાગની વસ્તુ અથવા મનુષ્યમા જે કાઈ અતરાયભૂત થાય તેના પ્રત્યે દ્વેષ પ્રકટે છે

રાગ અને દ્વેષના સબધમા એક મોટો ભેદ એ છે કે રાગ મનુષ્યો તેમજ વસ્તુઓ પ્રત્યે થાય છે, અને દ્વેષ કેવળ મનુષ્યો પ્રત્યે થાય છે જે જીવને વસ્તુઓ પ્રત્યે દ્વેષ થાય તે તો બહુ જ પામર જીવ સમજવો કોઈ મનુષ્ય ચાલતા ચાલતા માથે અથડાય અને તેનુ માથુ ફૂટાય તો તેમા દોષ

તેનો પોતાનો છે, છતા જો તેવો મનુષ્ય થાભલા પર દ્વેષ કરે તો તેની આ અજ્ઞાનતા વાસ્તે આપણા હૃદયમા દયા જ આવે

આ દ્વેષનું મૂળ અજ્ઞાન છે જે વસ્તુઓ ખરી રીતે આત્માની નથી તેને આપણી માનીએ છીએ, અને પછી તે વસ્તુઓનો કોઇ નાશ કરે, અથવા તે વસ્તુઓ કોઇ આપણી પાસેથી લઇ લે ત્યારે તો તેના પર ક્રોધ પ્રકટે છે દ્વેષ પ્રકટ વાના બીજા કારણો ક્રોધ કે અભિમાન છે મનુષ્યને જ્યારે ક્રોધ વ્યાપે છે ત્યારે તે દ્વેષરૂપે પ્રકટ થાય છે હુ બીજા કરતા મોટો છુ, હુ જ્ઞાની છુ, તપસ્વી છુ, ધનવાન છુ, એવો કોઇ પણ અભિમાનનો વિચાર આવતા તે મનુષ્ય બીજાઓને હલકા ગણે છે, બીજાઓ પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે અને આ તિરસ્કાર વૃદ્ધિ પામતા દ્વેષનુ રૂપ લે છે

આ દ્વેષમાથી અનેક અશુભ પરિણામ આવે છે દ્વેષ પ્રથમ વિચારમા પ્રકટે છે, પછી અસભ્ય, તિરસ્કારભર્યા વચનો કે મ્હેણા રૂપે પ્રકટે છે અને તેથી ન અટકે તો કલહ-કકાસ અને છેવટે યુદ્ધરૂપે પ્રકટે છે

જ્યા કોઇ પણ મનુષ્ય ઉપર આપણને દ્વેષ પ્રકટે ત્યા તેની સારી બાજુ જોવાને આપણે અસમર્થ બનીએ છીએ તેની કાળી બાજુ જ નજરે પડે છે, કોઇ તેના ગુણનુ વર્ણન કરે તો આપણાથી તે સહન થતુ નથી, અને કોઇ તેના છતા કે અછતા દોષનુ વર્ણન કરે તો આપણે તે તરત માની લઇએ છીએ

દ્વેષ પ્રથમ નાની બાબતમાથી જન્મે છે પહેલા બે મનુષ્યો વચ્ચે સહેજ અણબનાવ થાય છે, પણ સમય જતા

તે વૃદ્ધિ પામ્યા કરે છે, અને પછી તેને કાઢી નાખવાનુ કામ ઘણુ કઠણુ થઇ પડે છે

દ્વેષથી મનુષ્ય સામાનુ ભૂરુ ઇચ્છયા કરે છે સામો મનુષ્ય દુ ખ પામે, માદો પડે, અનેક રીતે હેરાન થાય તેવી વૃત્તિ દ્વેષથી જન્મે છે આ વૃત્તિ જો લાબો સમય રહે, તો અતિ તીવ્ર કર્મબ ધ થાય છે અને તેથી વિકાસ મ દ પડી જાય છે વળી લાબા સમય સુધી કરેલા વિચારોનું બળ એટલુ વધી પડે છે કે દ્વેષના વિચારવાળો બીજાને હેરાન કરવા પણ ચૂકતો નથી અને લાગ આવે તેને નુકસાન પણ કરે છે

વળી દ્વેષથી મનુષ્ય જેના ઉપર દ્વેષ કરતો હોય તેના ચારિત્ર ઉપર અનેક આક્ષેપો મૂકે છે સામાના ચારિત્રને એવુ તો કાળુ ચિતરે છે કે બીજા મનુષ્યો પણ કાઇક તો સત્ય હશે, એમ માનવાને દોરાય છે જે મનુષ્ય બીજાઓ ઉપર દ્વેષ રાખે છે તેના મનની અસર શરીર પર થવા લાગે છે દ્વેષ અથવા ક્રોધથી શરીરનુ લોહી ઝેરી બને છે, અને તે મનુષ્યના શરીર પર નૂર આવતુ નથી

જ્યારે કોઇ ઉપર આપણને પ્રેમ થાય છે ત્યારે આપણામા "વધારો" થયો એવુ લાગે છે આપણે સામાની હુંફથી આગળ વધતા હોઇએ એમ જણાય છે, પણ જ્યા કોઈ ઉપર દ્વેષ થયો ત્યા સ કુચિતતા જન્મે છે સામા મનુષ્યને જોતા આપણો આત્મા અ દર ધ્રુસતો હોય, પાછો હઠતો હોય એમ લાગે છે આપણને "ઓછાપણા"નુ ભાન થાય છે આપણામાથી કાઈ જતુ રહ્યુ હોય એવુ લાગે છે

જો દ્વેષમા ઉપર જણાવેલા દોષો હોય તો તે દૂર કરવાને આપણે શું કરવું? દ્વેષનો ત્યાગ કરવાના ઉપાય શા? કોઇ પણ વૃત્તિ એક ઝટકે દૂર થઇ શકે નહિ, પણ યોગ્ય વિચારો દ્વારા આપણે તેનો ત્યાગ કરી શકીએ દ્વેષનો ત્યાગ કરવાનો પ્રથમ માર્ગ એ છે કે–જેના ઉપર દ્વેષ પ્રકટતો હોય તે વ્યક્તિના એકાદ ગુણનો વિચાર કરો તેના તે ગુણને માટે તેના પર પ્રેમ રાખો પ્રેમ અને દ્વેષ સાથે રહી શકે નહિ, માટે તમારો તેના ગુણ પ્રત્યેનો પ્રેમ પ્રકટતા દ્વેષ ઓછો થવા માડશે અને ધીમે ધીમે સર્વથા નાશ પામશે ઘણી વાર બે મિત્રો, બે ભાઇઓ, બે સ્વજનો લડે છે ત્યારે દ્વેષ બહુ જ ઉગ્ર રૂપમા જન્મે છે તો તે સમયે દ્વેષનો નાશ કરવા ઇચ્છનારે તે મનુષ્યે પ્રથમ કરેલા કોઇ ઉપકારનું સ્મરણ કરવુ જો તેણે કરેલા ઉપકારનું સ્મરણ થશે તો તેના પ્રત્યેનો અણગમો ઓછો થશે મનુષ્યને જ્યારે કોઇ નુકશાન કરે છે, અથવા અમુક મનુષ્યે નુકસાન કર્યું એમ લાગે છે ત્યારે તે મનુષ્યના પ્રથમના બધા ઉપકારો ભૂલી જઇ, તે અપકારનો જ વિચાર કરે છે અને પરિણામે દ્વેષ જન્મે છે પણ જો તે સમયે ભૂતકાળમા તે મનુષ્યે કરેલા ઉપકારોનુ જરા સરખુ પણ સ્મરણ કરે તો તેના દ્વેષનો વેગ ઘણો ઓછો થઇ જાય છે

આ ઉપર એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે

એક વખત પરદુખભજન વિક્રમરાજા જગલમા ગયો અને ભૂલો પડ્યો ત્યા રહેતા એક બ્રાહ્મણે તેને પાણી પાયુ અને રસ્તો બતાવ્યો તે ઉપરથી વિક્રમ રાજાએ

તે બ્રાહ્મણને કોઇ પ્રસગે શહેરમા આવવા આમ ત્રણ આપ્યુ તે બ્રાહ્મણ શહેરમા આવ્યો રાજાએ તેને મન્માન આપ્યુ, અને પોતાની સભામા એક સભાસદ બનાવ્યો રાજા વારવાર એમ બોલ્યા કરે કે "બધુઓ! તમે આ ભાઇને ઓળખો છો ? જ્યારે હુ જગલમા ભૂલો પડ્યો હતો ત્યારે તેણે મને પાણી પાયુ હતુ તેમજ રસ્તો બતાવ્યો હતો" વળી પાચ દિવસ થાય ત્યારે રાજા એના એ શબ્દો ઉચ્ચારે તે બ્રાહ્મણના મનમા આવ્યુ કે 'રાજા મારો ખરો આભાર માને છે કે મારી મશ્કરી કરે છે તેની પરીક્ષા કરવી જોઇએ' તે હેતુથી એક દિવસ રાજાના પુત્રને છાનોમાનો લઈ જઇ પોતાના મકાનમા ચોથે માળે રાખ્યો શહેરમા બૂમ પડી કે રાજાના છોકરાને કોઇ હરી ગયુ છે ઘણી તપાસ ચાલી આ બ્રાહ્મણે તે રાજપુત્રનુ એક આભૂષણ લઇ પોતાના નોકરને તે વેચવા સારુ મોકલ્યો તે નોકર પકડાયો અને તેણે શેઠનુ નામ આપતા પોલીસે આવી તે બ્રાહ્મણને પકડ્યો તેને રાજા પાસે લઇ જવામા આવ્યો રાજાએ હકીકત પૂછી ત્યારે તે બ્રાહ્મણે આખમા આસુ લાવી કહ્યુ "હે મહાભાગ! તમારા પુત્રના શરીર પરના આભૂષણ જોઇ મારી બુદ્ધિ કબુદ્ધિ થઇ અને તેથી મે તે પુત્રને મારી નાખ્યો" આસ પાસ બેઠેલા સામતોની ચક્ષુઓમાથી અગ્નિ ઝરવા લાગ્યો. એક સામતે કહ્યુ. "આવા કૃતઘ્ની બ્રાહ્મણને બરાબર શિક્ષા થવી જોઇએ તેના રાઇરાઇ જેટલા ટુકડા કરવા જોઇએ" બીજો બોલ્યો "તેને લીલા કાટાવડે બાળવો જોઇએ' ત્રીજો કહે "તેને જમીનમા દાટી પચ ઇંટાલી કરી મારવો

# પ્રકરણ ૧૨ મું

## કલહવિરમણ

વસ્તુત પ્રથમના પાંચ પાપસ્થાનક મુખ્ય છે અને તેને ટેકો આપનારા ૬ થી ૯ સુધીના પાપસ્થાનકો ક્રોધ, માન, માયા અને લોભ છે એ પાપના કાર્યોને આ ચાર કષાયોથી ઘણું બળ મળે છે ૧૦ થી ૧૮ સુધીના પાપસ્થાનકો તે ૧ થી ૯ સુધીના પાપસ્થાનકોના સમિશ્રણથી પ્રગટે છે

હવે આપણે ૧૨ મા પાપસ્થાનક કલહનો વિચાર કરીએ કલહ એટલે કજીઓ-કકાસ, બીજાઓ સાથેનો ઝઘડો વગેરે જ્યા કલહ હોય ત્યા કુસપ પ્રગટે છે અને તે અનેક અનર્થોનું મૂળ બને છે

કલહની ઉત્પત્તિનુ કારણ કયા તો ક્રોધ હોય છે અથવા અભિમાન હોય છે પોતાના વિચારો સત્ય છે, એમ મનુષ્ય માને છે અને તેથી તે વિચારોની વિરુદ્ધ જેના વિચારો હોય તેની સાથે ઝઘડામા ઉતરે છે, કલહ કરે છે જ્યા હૃદયની ઉદારતા નથી ત્યા નજીવી બાબતો પણ મોટા કલેશનું કારણ થઇ પડે છે જે મનુષ્યોને કલહ કરવો હોય તેને કારણો શોધવા દૂર જવુ પડે તેમ નથી તે જ્યા કારણો ન હોય ત્યા પણ નવા કારણો પેદા કરે છે

વરુ અને ઘેટાની વાત સર્વના જાણવામા હશે વરુને ઘેટા સાથે કોઇ પણ રીતે કલહ કરવો હતો એક નદીના કિનારે વરુ અને ઘેટુ બને પાણી પીતા હતા વરુએ કજીઓ

કરવાના ઉદ્દેશથી ઘેટાને કહ્યુ "તુ પાણી કેમ ડોળી નાખે છે ? મારી પાસે પાણી મેલુ થઈને આવે છે" ઘેટાએ કહ્યુ કે "તમે નદીના ઉપરના કાંઠે છો, તો તમારી તરફનું પાણી મારી તરફ આવે છે, તો પછી હું કેવી રીતે પાણીને ડોળીને બગાડતો હોઈશ ?" તે કલહશીલ વરુએ પ્રત્યુત્તર વાળ્યો "પણ તે મને છ મહિના પર ગાળ કેમ દીધી હતી ?" ઘેટાના બચ્ચાએ કહ્યુ કે "મને જન્મ્યાને જ બે માસ હજી પૂરા થયા નથી તો હું છ માસ પૂર્વે તમને ગાળ કેવી રીતે દઉ ?" ત્યારે વરુ બોલી ઉઠયું "તે ગાળ નહિ દીધી હોય તો તારા બાપે ગાળ દીધી હશે" આમ કહી તે ઘેટા પાસે જઇ તેને મારી નાખ્યું અર્થાત્ કજીઓ કરનારને તો લડવાના સો બહાના જડે છે

એક મીયા સાહેબ પોતાના પુત્ર સાથે જતા હતા કોઇ વટેમાર્ગુએ પૂછ્યું કે "કેમ મીયા સાહેબ ! આ તમારો પુત્ર છે !" મીયાએ જવાબ આપ્યો "શું મારો નહિ તો તારા બાપનો છે ?" પછી પેલો વટેમાર્ગુ બોલ્યો "ખુદા તેને અચ્છો રખે" મીયાએ કહ્યુ "તેરા ચલે તો માર ડાલીએ" આવી રીતે જેની વૃત્તિ લડવાની હોય તે તો વાતવાતમા છિદ્રો શોધી બીજાઓથી ઝગડો ઊભો કરે

આવા સ્વભાવવાળા પુરુષો જ્યા જાય ત્યા પોતાની જીભવડે કલહ ઊભો કરે છે તેમની જીભમા મીઠાશ બીલકુલ હોતી નથી તેમની જીભ કુહાડાના ઘા જેવી હોય છે

તેઓ જાતે કલહ કરે છે અને બીજામા કલહ કરાવે છે તેઓ એવી વાતો કરે છે કે ઘણા મિત્રો અને સબધીઓ

જે પાપો કરીએ છીએ તેમા મોટામા મોટુ અભ્યાખ્યાન છે, તે વડે આપણે બીજાના ચારિત્ર ની ચોરી કરીએ છીએ

આ અભ્યાખ્યાન અથવા બીજાને આળ દેવાની વૃત્તિ શા કારણથી અને કેવી રીતે ઉદ્ભવે છે ? તેનો આપણે વિચાર કરીએ કોઈ મનુષ્ય સામાન્ય રીતે બીજા મનુષ્યોને હલકા ગણે છે, એટલે તેમનું ઘસાતુ બોલવુ, એ તેને કાઈ ખોટુ કે ભૂલભરેલુ લાગતુ નથી તે માને છે કે બીજાને હલકા પાડવાથી પોતાની પ્રતિષ્ઠા વધશે તેને બીજાના ગુણો અથવા શક્તિઓ પ્રત્યે ઇર્ષ્યા આવે છે અને તે પોતાની ઇર્ષ્યા ઘણી વાર બીજા પર ખોટા આરોપ મૂકીને પ્રકટ કરે છે તેનામા પ્રમોદ ગુણનો અભાવ હોય છે વળી મનુષ્યોને બીજા ઉપર દોષ મૂકવામા અથવા બીજાના દોષો વર્ણવાના હોય તો તે સાભળવામા રસ આવે છે આ રસ ઘણા જ હલકા પ્રકારનો છે અને જે મનુષ્યને આવા બીજાઓના ચારિત્ર પર મૂકાતા આક્ષેપો સાભળવામા રસ પડતો હોય તે જીવાત્માને પોતાના વિકાસ વાસ્તે ઘણુ કરવાનુ છે કેટલાકને સમયનો શી રીતે સદુપયોગ કરવો તે સુઝતું નથી અને તેથી તેઓ આ પ્રમાણે બીજાઓની બદબોઈ કર્યા કરે છે પોતાના આ કતવ્યનુ કેવુ માઠુ પરિણામ આવશે, તેની તે બિચારાઓને ખબર પણ હોતી નથી, પણ આ અભ્યાખ્યાન–અથવા બીજા પર ખોટુ આળ ચડાવવુ–એ ઘણો જ મોટો દોષ છે

તેના પરિણામનો જો આપણે વિચાર કરીએ તો જરૂર આપણને લાગે કે જ્યા મનુષ્યના ચારિત્ર ઉપર આક્ષેપ

મૂકવામા આવે, જ્યા તેના વર્તન ઉપર ખોટુ આળ મૂકાય ત્યા તે મનુષ્યની સ્થિતિ ઘણી દુ ખદ થઈ પડે છે આવા આક્ષેપો જેમના પર મૂકાયા હોય તેઓને રાતદિવસ ઊંઘ પણ ન આવે "લોકો મારે વિષે ખોટો અભિપ્રાય ધરાવશે તો મારુ શુ થશે? મારી કીર્તિ જશે પછી હુ કેવી રીતે જીવીશ?" આવા વિચારો કરવામા તેની રાત્રિ પસાર થઈ જાય છે અને તેનુ ઓશીકુ તેના આંસુવડે ભીંજાય છે જ્યા પ્રથમ મ્હો મલકાતુ હતુ ત્યા હવે કટાક્ષ જ નજરે પડે છે આ સ્થિતિ શુ ઓછી દુ સહ્ય છે?

મનુષ્ય ઉપર જો ખોટો આક્ષેપ મૂકાય–અને જો તે મનુષ્ય બહુ જ લાગણી–સ્વભાવવાળો હોય તો તેના દુ ખનો પાર રહેતો નથી જો જગતમા જીવતી નરક હોય તો તે સમયના તે મનુષ્યના મનની સ્થિતિ છે જ્યારે ઘણા ખોટા આક્ષેપો મૂકવામા આવે છે ત્યારે કેટલીક વાર તો વીર આત્માઓ પણ ડગી જાય છે, તથા નિરાશા અને શોકને વશ થાય છે, તો પછી સામાન્ય પામર આત્માઓની તો સ્થિતિનુ શુ વર્ણન થઈ શકે? જેમની પ્રતિષ્ઠાને નિષ્કારણ હાનિ પહોચી હોય, તેવા મનુષ્યની સ્થિતિમા તમારી જાતને મૂકો એટલે તમને આ અભ્યાખ્યાનનુ–બીજાને માથે ખોટુ આળ મૂકવાનુ–કેટલુ ઘોર પાપ છે તેનો ખ્યાલ આવશે

એવા દૃષ્ટાંતો વાચવામા આવે છે, તેમજ ઘણાના અનુભવમા પણ હોય છે કે મનુષ્યો ચારિત્રપ્રતિષ્ઠાની હાનિ થતા આપઘાત પણ કરી બેસે છે

આ પ્રમાણે સામાને નુકસાન થાય છે, એટલુ જ નહિ

પણ આ અભ્યાખ્યાનનુ પાપ કરનારને પોતાને અશાંતિ રહે છે; તેની વાણી અસત્યમય બને છે તે બીજાના દોષો જોવામા અને કહેવામા, બીજાઓમા રહેલી સારી બાબતો જોઇ શકતો નથી તેના મનમા પરના દોષના કાળા ચિત્રો રમે છે, તે તેવા જ કાર્યોને જન્મ આપે છે અભ્યાખ્યાનના માઠા પરિણામનો ખ્યાલ આપ્યા પછી તે ત્યાગવાના ઉપાય વિચારીએ

પ્રથમ તો મનુષ્યે વાણી ઉપર સયમ રાખવો કોઇના પણ દોષ જાહેર કરતા પહેલા બહુ વિચાર કરવાની જરૂર છે બીજાઓ આપની સન્મુખ કોઇના દોષો જણાવે, તો તે એકદમ માની લેવા નહિ તેવા મનુષ્યોને કહેવું કે "તમે કહો છો તે વાત ખરી ના પણ હોય, અને કદાચ હોય તો પણ તે વિષે ન બોલવુ એ વધારે હિતકારી છે" ઘણા લોકો અમુક મનુષ્ય ઉપર આરોપ મૂકે છે, માટે આપણે પણ તે મૂક્વો એ મૂર્ખતા છે ઘણા અમુક પાપ કરે છે, તેથી કાઇ પાપની ઓછાશ થતી નથી અથવા કર્મ તેને છોડી દેતું નથી બીજાની મૂર્ખતા કાજે આપણા મુખથી ઝેર લેવામા લાભ શો? આપણે બીજાના આશયોની તુલના કરવામા ઘણીવાર ભૂલ કરીએ છીએ આપણે અમુક કાર્ય જોઇએ છીએ, પણ તે કાર્ય કરવાનો તેનો આશય જોતા નથી અને તેને માથે નિષ્કારણ દોષ મૂકી તેને ફજેત કરીએ છીએ આ રીતે મોટુ પાપ આપણે શિર આવે છે એક મનુષ્ય કલાલની દુકાનમાથી નીકળ્યો માટે તે દારૂ પીવા માટે જ ગયો હતો, એમ માની લેવુ એ મોટી ભૂલ છે કદાચ તેના ઘરમા કોઇને વાગ્યું હોય અને તેને વાસ્તે દારૂની જરૂર હોય

તો તે લેવા માટે કલાલની દુકાનમા તેને જવુ પડ્યુ હોય અમુક પુરુષ એક સ્ત્રીની સાથે સધ્યાકાળે વાતો કરતો ઊભો છે, તમે ત્યા વઈને જાઓ છો, તમે તે પુરુષને ઓળખો છો, તે સ્ત્રીને ઓળખતા નથી તમે કલ્પના કરો છો કે તે પુરુષ હલકા આશયથી જ તે સ્ત્રી સાથે વાત કરે છે કદાચ તે તેની બહેન જ હોય અને તમારી કલ્પના તદ્દન અસત્ય ઠરે, માટે કોઇને માથે પણ દોષ આરોપતા ઘણો વિચાર કરવો કહ્યુ છે કે—

કાને સુણી ન માનીએ, નજરે દીઠી સો સચ્ચ,
નજરે દીઠી ન માનીએ, નિર્ણય કરી સો સચ્ચ

કોઇના સબધમા કાને સાભળેલી વાત ન માનવી, પણ જો નજરે જોવામા આવે તો તે માનવી, પણ કવિ આગળ વધીને કહે છે કે—નજરે દીઠેલી વાત પણ ખોટી પડવાનો સભવ છે માટે તેનો નિર્ણય કરવો અને નિર્ણય કર્યા પછી જે બાબત સત્ય ઠરે તેને સત્ય માનવી

એક વાર એક ક્ષત્રિયપુત્ર પોતાની પત્ની તથા બહેનને ઘરમા મૂકી પરદેશ ગયો તે ચાર વર્ષે આવી ગામ બહાર ઉતર્યો તેના મનમા પોતાની સ્ત્રીના શીલની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ, તેથી તે રાત્રિએ પોતાને ઘેર આવ્યો અને જોયુ કે પોતાની સ્ત્રી એક પથારીમા સૂતી છે અને તેની બાજુએ એક પુરુષ સૂતો છે તેના ક્રોધનો પાર રહ્યો નહિ તે બન્ને ઉપર તરવાર કાઢી ઘા કરવા જતો હતો તેવામા મ્યાનમાથી તરવાર કાઢતા થએલા ખડખડાટથી તે પુરુષ જાગી ઉઠ્યો તે પુરુષ તે બીજો કોઇ નહિ, પણ તેની

સગી બહેન હતી તે દિવસોમા ચોરનો ભય હતો અને જ્યા એકલી સ્ત્રીઓ હોય ત્યા ચોરનો વિશેષ ત્રાસ હોવાથી દરરોજ રાત્રે તેની બહેન પુરુષનો પોશાક પહેરી સૂઈ રહેતી હતી આવા બનાવો ઘણીવાર બને છે, માટે કોઈ પર આળ મૂકતા પહેલા ઘણો વિચાર કરવો

બીજામા દોષ હોય તો તે કહેવાની પણ જરૂર નથી, તો પછી અછતા દોષનો આરોપ મૂકવો એ તો મોટામા મોટુ પાપ છે આપણે ઘણી વાર બીજાઓનું ઘસાતું બોલીએ છીએ તે પુરુષ કે સ્ત્રીનું ચારિત્ર એવું જ હોવુ જોઈએ એમ પણ બેદરકારીથી બોલીએ છીએ, પણ તેથી જે પરિણામ આવે તે પુરુષ કે સ્ત્રીને શોસવુ પડે છે, તેનો આપણને ખ્યાલ હોતો નથી જો આપણને તેવો ખ્યાલ આવે તો આપણે તેવી ભૂલ કદાપિ કરીએ નહિ

જે મનુષ્ય આ અભ્યાખ્યાનના પાપથી મુક્ત રહે છે તે ઘણી શાતિ અનુભવે છે તે કોઈનુ ઘસાતુ બોલતો નથી તેને મન સતોષ રહે છે કે તેણે કાઈ ઉપર પણ ખોટુ આળ મૂક્યુ નથી, અથવા પરના દોષો લોકો આગળ જણાવવાની ભૂલો કરી ન થી તેમ આ વાત છાની રાખજો, એવું કહેવાનો સમય તેને આવતો જ નથી, કારણ કે તે તેવી બાબતો કહેવા કે સાભળવા ચોખ્ખી ના જ પાડે છે

જો મનુષ્યે અભ્યાખ્યાનના પાપથી સદા બચવું હોય તો બીજાના દોષ નહિ સાભળવાની કે નહિ કહેવાની દઢ પ્રતિજ્ઞા કરવી જોઈએ જે મનુષ્ય તેવી વાતો સાભળતો નથી તેના આનદનો પાર રહેતો નથી

## પ્રકરણ ૧૪ મુ.

### પૈશુન્યવિરમણ

ચૌદમુ પાપસ્થાનક પૈશુન્ય છે, અને તે પણ તેરમા પાપસ્થાનક અભ્યાખ્યાનની માફક હલકા સ્વભાવનુ સૂચક છે, પૈશુન્યમા ચાડીચુગલી, એકની વાત બીજાને કહેવી અને એની પૂઠ પાછળ નિંદા કરવી એ સર્વનો સમાવેશ થાય છે પૈશુન્યને અગ્રેજી ભાષામા back-biting કહે છે, જેનો અર્થ પીઠ કરડવી એવો થાય છે અર્થાત્ આ દુર્ગુણને વશ થયેલો જીવ લોકોની પૂઠ પાછળ તેમની બદબોઈ કર્યા કરે છે અને તેમા એક જાતનો હલકો રસ લે છે

જેમ અનેક હલકા પ્રકારના વ્યસનો હોય છે તેમ આ પારકી બાબતોની ચાડીચુગલી કરવાનુ પણ કેટલાકને વ્યસન પડી જાય છે અને પછી તે તજવાનુ કામ ઘણુ કઠણ થઇ પડે છે ચાડી કરનાર મનુષ્ય વગરપૈસાનો ફેરીઓ છે અને તે જ્યા ત્યા એકની વાત બીજાને અને બીજાની ત્રીજાને કહેતો ફરે છે આવો મનુષ્ય મોટે ભાગે બીજાઓના દોષોની, નિર્બળતાઓની, ખામીઓની, ભૂલોની વાતો કર્યા કરે છે તે જાણે છે કે લોકો તેની વાતો સાભળીને તેને શાબાશી આપશે, પણ તેને વિષે લોકો શું ધારે છે ? તેનો તેને ખ્યાલ પણ હોતો નથી આવો મનુષ્ય સમયનો ઉપયોગ કેમ કરવો તે જાણતો નથી, તેથી જ તે પોતાના સમયનો મોટામા મોટો દુરુપયોગ કરે છે તે પારકી વાતો સાભળે છે, તેમાથી કાંઈ જે દોષભર્યું હોય તે યાદ રાખે છે અને પછી તે તેના જેવા જ નવરા

મનુષ્યો આગળ હલકારીને મનમાં રસ લે છે લોકોમાં પોતાની વાતોથી વેરવિરોધ વધે છે તેનું તેને ભાન પણ હોતું નથી તે લોકોની ખુશામત કરવા બીજાઓના દોષો સંબંધી વાતો સંઘરી રાખે છે, તે વગરપૈસાના ગેઝેટનું કામ કરે છે સામાન્ય ગેઝેટ( વર્તમાન પત્ર )માં તો શુભ અશુભ સર્વ સમાચાર હોય છે પણ આ ગપ્પીગેઝેટનો મોટો ભાગ તો અનેકના છિદ્રોથી ભરેલો હોય છે અને તે એવી તો સફાઇથી બીજા આગળ રજૂ કરે છે કે લોકો જલ્દી તે માની લે છે જો મનુષ્યે પોતાના સમયનો સદુપયોગ કરવો હોય તો તેને આવી ચાડીચુગલી માટે સમય જ મળતો નથી

આ ચાડીચુગલીના ગેરફાયદા અનેક છે તેના પર કોઇ વિશ્વાસ રાખતું નથી, કારણ કે જે મનુષ્ય બીજાની વાતો આપણી આગળ કહે છે તે આપણી વાતો બીજા આગળ કેમ નહિ કહે? એમ ધારી લોકો તેને અવિશ્વાસ પાત્ર માને છે ચાડીચુગલી કરનારો મનુષ્ય જ્યાં ત્યાં કલહ વધારે છે અને મિત્રોમાં, સ્નેહીઓમાં, સબંધીઓમાં ફાટ ફુટ પડાવે છે તે આપણને ખબર પણ ન પડે તેવી રીતે આપણી પીઠ પાછળ-આપણી ગેરહાજરીમાં આપણા વિષે અનેક હલકી બાબતો બોલે છે તેવો મનુષ્ય આપણા મુખે મીઠું બોલે છે, પણ પાછળ આપણી નિંદા કરે છે-આપણા અવગુણ ગાય છે વળી તેવા મનુષ્યની વાણીમાં મોટે ભાગે દોષ જ હોય છે જે દોષનો સંગ્રહ કરી વહેંચવા માટે નીકળ્યો હોય, તેની પાસે આપણે કયાથી શુભ બાબતોની આશા રાખી શકીએ? તેનો વ્યાપાર જ તેવી જાતનો છે આથી તેના વચનોમાં સદોષતા આવે છે અને તેનું વાતાવરણ પણ અશુભ બને છે આપણે જો થોડીવાર તેવા મનુષ્યના

વાતાવરણમા રહીએ, અને જરા પ્રમાદી બનીએ તો આપણને પણ બીજાની નિદા કરવાનુ મન થઇ જાય, કારણ કે તેવા મનુષ્યનુ વાતાવરણ ચેપી રોગ જેવુ હોય છે, માટે આત્મ અભ્યાસી મનુષ્યે જાતે કોઇની ચાડીચુગલી કે નિદા ન કરવી, એટલુ જ નહિ પણ જે તેવી વાતો કરતો હોય તેની સોબત છોડવી જો આપણામા શક્તિ હોય અને તેને સુધારવાના ખાસ હેતુથી તેની સાથે થોડો સમય સબધમા આવીએ તો તે જુદી વાત છે, બાકી તો શરૂઆતના અભ્યાસીઓએ તો તેવા મનુષ્યોની વાતો સાભળવાથી દૂર રહેવુ એ જ શ્રેયસ્કર છે

જે મનુષ્યને આવી પારકાની ચાડીચુગલી કરવાની ટેવ પડી હોય તેને તે ત્યાગ કરવાને મદદગાર થાય તેવા કેટલાક વિચારો અત્રે આપવામા આવે છે

તેવા મનુષ્યે વિચાર કરવો કે—આ ટેવ ઘણી ખરાબ છે તે વાણીનો અસયમ સૂચવે છે જે વાત આપણે અમુક મનુષ્યને જાતે કહી ન શકીએ તે તેની પૂઠ પછવાડે કહેવાનો આપણને શો અધિકાર છે ?

વળી આ ચાડીચુગલી કરવામા સમય નકામો જાય છે—સમયનો દુરુપયોગ થાય છે લોકોમા વિશ્વાસ ઘટે છે અને અનેક શત્રુઓ નિષ્કારણ ઉભા થાય છે, તો તેવી વાતો કરવાથી લાભ શો ?

બીજાએ અમુક ભૂલ કરી હોય—તેનુ જીવન સદોષ હોય, તો પણ તેવી વાતો બીજા આગળ કહેવાથી શુ લાભ થવાનો હતો ? દરેક મનુષ્ય પોતાના કર્મને વાસ્તે પોતે જોખમદાર છે આવો વિચાર કરી તે ટેવને ટાળવી જો વાતો કર્યા વિના ન જ ચાલતુ હોય તો જગતમા અનેક શુભ બાબતો છે, તેનો સગ્રહ કરો વર્તમાનપત્રોમાથી

તેમજ મહાપુરુષોના ચારિત્રોમાંથી વીરતા, ધૈર્ય, કરુણા, દયા, ક્ષમા, ઉદારતા, પ્રેમ અને મૈત્રીભાવના દષ્ટાંતો અને બનાવો એકત્ર કરો, તે સ્મરણમા રાખો અને લોકોને જણાવો ; જેથી તમને તથા સાભળનારાને બન્નેને ઉત્સાહ અને પ્રેરણાશક્તિ આવશે અને તમારી પૈશુન્યની ટેવ જતી રહેશે લોકોની શુભ વાતો મિત્ર થઇ, સ્નેહી બની સાભળવી અને પછી તેવી વાતો બીજા આગળ કહેતા ફરવુ એ શુ મિત્રદ્રોહ નહિ ? એ શુ ઓછો વિશ્વાસઘાત છે ?

પૈશુન્યવૃત્તિનો ત્યાગ કરવાને મનુષ્યે હૃદયથી ઉદાર બનવુ જોઇએ આત્મ અભ્યાસી મનુષ્ય બીજાઓની નિર્બળતા પ્રત્યે ઘણો જ ઉદાર બને છે, અને જો કદાપિ સખ્ત બને તો તે પોતાની નિર્બળતા અને ખામીઓ પ્રત્યે સખ્ત બને છે આવી રીતે–આવા પ્રકારના વિચારો કરીને મનુષ્ય પૈશુન્યના અધમ દોષથી મુક્ત થાય છે પારકાના દોષ–રૂપી મલિન જળમા જો આપણે આપણા વસ્ત્ર ધોઇએ તો તે કેવી રીતે નિર્મળ થાય ? માટે ઉદાર વૃત્તિથી દરેક બનાવ, દરેક મનુષ્ય અને દરેક સસ્થાની શુભ બાજુ જુઓ, તેને ટેકો આપો તેથી શુભ વૃદ્ધિ પામશે એટલે અશુભ આપોઆપ ચા યુ જશે

પૈશુ યનો–બીજાની ચાડીચુગલી કરવાની ટેવનો ત્યાગ કરવાથી મનુષ્યને બેહદ શાતિ મળે છે મન વિશેષ નિર્મળ બનતુ જાય છે, જ્યારે મન નિ દામા નથી પરોવાતુ ત્યારે કાઇ શુભ કામમા રોકાય છે, એટલે સમયનો સદુપયોગ થાય છે, વાણી અને મન ઉપર સ યમ આવતો જાય છે અને હૃદય નિર્મળ થતા અ તરાત્મા વિશેષ તેજથી ઝળકવા લાગે છે

## પ્રકરણ ૧૫ મુ.

---

## રતિઅરતિવિરમણ.

પંદરમુ પાપસ્થાનક રતિઅરતિ છે રતિ-અરતિ એટલે અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસગોમા જે સુખ-દુ ખની લાગણી થાય તેને રતિઅરતિ કહે છે આ સ્થિતિ સામાન્ય મનુષ્યને સ્વાભાવિક છે સુખ આવે તે જીવવાની વાચ્છા કરે છે અને તેમા રતિ માને છે, દુ ખ આવે તે મરવાની ઇચ્છા કરે છે અને તે દુ ખદ પ્રસગ વાસ્તે તેને અરતિ પ્રકટે છે

જૈનશાસ્ત્રમા ચાર પ્રકારના ધ્યાન કહેલા છે, આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલધ્યાન તેમાના પ્રથમના બે રતિ અરતિની સ્થિતિ સૂચવે છે તેમાના પ્રથમ આર્ત્તધ્યાનના ચાર ભેદ છે જીવ અનિષ્ટ પદાર્થોના સયોગથી અથવા ઇષ્ટ પદાર્થના વિયોગથી, અથવા તો રોગથી, અથવા તો આગામી શું દુ ખ આવશે એવા વિચારથી પોતાના ચિત્તમા અનેક પ્રકારની ચિંતાઓ કરી દુ ખી થાય છે રૌદ્રધ્યાનના ચાર પ્રકાર આ પ્રમાણે છે-હિંસામા, અસત્યમા, ચોરીમા અથવા વિષયસેવનમા આનદ માનવો તે આ આનદ અથવા રતિ ઘણા જ હલકા પ્રકારની છે જે મનુષ્ય આવી બાબતોમા રતિ લે છે તે મનથી ઘોર કર્મ બાધે છે, અને ખોટા કામ કરીને અનત દુ ખનો ભોક્તા બને છે પોતાના શરીરને, ઇન્દ્રિયોને અને પોતાની વૃત્તિ તથા મનને જે વસ્તુઓ રુચે તેમા મનુષ્ય રતિ માને છે અને જે

ન રુચે તે પ્રત્યે અરતિ થાય છે મનનો સ્વભાવ જ એવો પડી ગયો છે કે કોઈ પણ પદાર્થ, મનુષ્ય કે બનાવ જોતા કા તો તેના તરફ પ્રીતિ ધરાવે છે કે કા તો તે પ્રત્યે અપ્રીતિ થાય છે રતિ અને અરતિ એ ખરી રીતે કહીએ તો રાગ અને દ્વેષના મદસ્વરૂપો છે કોઇ પણ વસ્તુ વિષે રતિ થતા ધીમે ધીમે તે પ્રત્યે રાગ થતો જાય છે, અને જો અરતિ અથવા અરુચિ થઈ તો તેમાથી બીજા કારણો મળતા તે અરતિ દ્વેષનું રૂપ લે છે શ્રીમદ્ આનદઘનજી તો એટલે સુધી કહે છે કે "દ્વેષ અરોચકભાવ" જ્યા અરુચિ થઇ ત્યા દ્વેષ જ સમજવો

રતિઅરતિ મનુષ્યના મનને એક ક્ષણવાર પણ શાત બેસવા દેતી નથી અમુક બનાવોથી મનુષ્યને કા તો હર્ષ થાય છે કે કા તો ખેદ થાય છે અમુક મનુષ્યને જોઇ કા તો આનદ થાય છે કે કા તો વિષાદ થાય છે એટલે મનના કલ્લોલો નિરતર ચાલ્યા કરે છે અને તે આપણા મનને જરા પણ સ્થિર થવા દેતા નથી રતિ કે અરતિ બેમાનુ એક કલ્લોલ તો દરેક પળે આપણને ઘસડતુ જ હોય છે આ સ્થિતિમા મનની શાતિ કયાથી હોય ? આવો મનુષ્ય બહારના સયોગોને વિશેષ આધીન બને છે આત્મા મોટે ભાગે નિમિત્તવાસી હોવાથી તેવા મનુષ્યને જે જે સુખદુખના પ્રસગો મળે તે પ્રમાણે તે હર્ષશોક ધારણ કરે છે સુખ કે દુખ, લાભ કે ગેરલાભ, વિજય કે પરાભવ આ બેમાનું જે એક કારણ મળે છે, તેથી રતિ કે અરતિ જન્મે છે અને તે સ્થાયી હોય એમ માની જીવ હર્ષ કે શોક ધારણ કરે છે

આ રતિઅરતિની સ્થિતિથી મુક્ત થવુ હોય તો મનુષ્યે પાણીના કલ્લોલો પરથી ખડક ઉપર થોડી વાર પણ ઊભા રહેતા શીખવુ જોઇએ કલ્લોલો તેના પગ સાથે અથડાશે, પણ તેને ઘસડી જશે નહિ તે કલ્લોલોના સ્વરૂપોનો હવે દ્રષ્ટા બને છે ત કલ્લોલરૂપ નહિ બનતા કલ્લોલોનુ હાર્દ સમજવા પ્રયત્ન કરે છે તેણે સૌથી પ્રથમ તો એ વિચારવુ જોઈએ કે Nothing is eternal in this universe આ વિશ્વમા કાઇપણ સ્થાયી નથી ભગવદ્ગીતામા લખ્યું છે કે—

मात्रास्पर्शास्तु कौन्तेय ! शीतोष्णसुखदुःखदाः ॥
आगमापायिनोऽनित्यास्तास्तितिक्षस्व भारत ! ॥

હે અર્જુન ! શીત, ઉષ્ણ, સુખ, દુ ખ વગેરેને આપવા વાળા ઇન્દ્રિયોના સ્પર્શો આવવા અને જવાવાળા હોઇ અનિત્ય છે માટે તેને તુ સહન કર અર્થાત્ જગતના બાહ્ય પદાર્થો જેમા આપણે આટલુ બધુ સુખ કે દુ ખ માનીએ છીએ તે સર્વે સ્થાયી નથી, પણ ક્ષણે ક્ષણે બદલાય છે

શ્રીમદ્ રાજચદ્રે એક સ્થળે લખ્યુ છે કે—

વિદ્યુત્ લક્ષ્મી, પ્રભુતા પતગ,
આયુષ્ય તે તો જળના તરગ,
પુરદરીચાપ અનગ રગ—
શુ રાચીએ જ્યા ક્ષણનો પ્રસગ ?

લક્ષ્મી વીજળી સમાન ચપળ છે, સત્તા પતગ જેવી અસ્થિર છે, આયુષ્ય એ પાણીના કલ્લોલ સમાન છે, કામના રગો તે મેઘધનુષ્ય જેવા છે જ્યા આવા ક્ષણિક સુખ

આપનારા પ્રસંગો હોય ત્યાં મનુષ્ય શું ગર્વ અથવા રતિ કરે ? તેમ જ દુ ખદ પ્રસંગો વિષે શોક પણ શું ધરે ? કારણ કે કોઇપણ વસ્તુ સ્થાયી નથી સુખ પણ સ્થાયી નથી તેમ દુ ખ પણ સ્થાયી નથી તે ઉપર એક ટૂંક દૃષ્ટાંત છે

એક રાજા હતો તેના કંઠમાં એક માદળીઉં હતું તે શા હેતુથી નાખવામાં આવ્યું હતું અને તેમાં શું હતું તે તે જાણતો ન હતો, પણ વંશપરંપરાથી તે ઉતરી આવ્યું હતું તે રાજા પર એક બીજો બળવાન રાજા ચઢી આવ્યો તેણે આને હરાવ્યો રાજા તેના કેટલાક સામંતો સાથે જંગલમાં નાસી ગયો જંગલમાં એક વૃક્ષ નીચે બેસી વિચાર કરતાં તેની દૃષ્ટિ પોતાના કંઠમાના માદળીયા પર પડી તેણે તે ભંગાવરાવ્યું, તો તેમાથી જીર્ણ તાડપત્રનો એક કકડો નીકળ્યો તેના પર લખ્યું હતું કે इदमपि गमिष्यति This too shall pass away-આ પણ જતું રહેશે તેણે વિચાર કર્યો કે-હવે શું જતું રહેશે ? મારી પાસે શું રહ્યું છે કે તે ચાલ્યું જાય ? વિચારતાં તેને લાગ્યું કે આ મારો પરાભવ (હાર) ચાલ્યો જશે અને મને વિજય મળશે આ વિજયનો વિચાર તેના મનમાં સ્ફુરતાં તેનામાં નવું ચૈતન્ય આવ્યું તેણે ફરીથી સૈન્ય એકત્ર કર્યું તે રાજાને હરાવ્યો વિજય મેળવ્યો તેને હવે ફુલાઇ જવાનો સંભવ હતો તેની દૃષ્ટિ પાછી માદળીયા પર પડી તેણે વિચાર્યું કે-આ પણ ચાલ્યું જશે આ વિજય પણ જશે

આ ઉપરથી સાર એ નીકળે છે કે-સુખના પ્રસંગોમાં એવો વિચાર કરવો કે આ સુખ પણ ચાલ્યું જશે માટે

ફુલાઇ જવુ નહિ તેમ જ દુખના પ્રસગોમા એવો વિચાર કરવો કે આ દુખ પણ ચાલ્યુ જશે, માટે અતિ દીન ન બનવુ, પણ સમતોલવૃત્તિ જાળવવી

જ્યા સુધી મનુષ્ય બાહ્ય સયોગોનો–મનુષ્યોનો–વસ્તુઓનો વિચાર કર્યા કરે છે ત્યા સુધી રતિ કે અરતિ થવાની જ, ત્યા સુધી સુખ દુખ થવાનુ જ પણ આત્માની અનત કાળની જિદગીમા આ જિદગી એ એક દિવસ છે, એવુ વિચારતા સર્વ બનાવો ગૌણ થઈ જાય છે તે મનુષ્ય સુખ–દુખમા મનની સ્થિરતા જાળવી શકે છે કવિ કાલિદાસ કહે છે કે—

कस्यैकान्तिक सुखमुपनत दुःखमेकान्ततो वा ।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥

કોને એકાત સુખ મળ્યુ છે? અથવા કોને એકાત દુખ મળ્યુ છે? આપણી દશા ચક્રની ધાર પ્રમાણે ઉપર નીચે ચાલ્યા જ કરે છે, આવજા કરે છે, માટે જો રતિઅરતિથી મુક્ત થઈ શાતિ મેળવવી હોય તો સુખ દુખ આપનારા પદાર્થોની અનિત્યતા વિચારી મનુષ્યે તેના દ્રષ્ટા બનવુ



# પ્રકરણ ૧૬ મુ.

## પરપરિવાદવિરમણ

સોળમુ પાપસ્થાનક પરપરિવાદ છે તેનો સામાન્ય અર્થ પારકાની બાબતોની વાત પણ તે મોટે ભાગે નિંદાની હોવાથી પરપરિવાદનો અર્થ પરનિંદા એમ થાય છે પારકી નિંદા કરવી, પારકાના સબધમા ઘમાતુ બોલવુ, અથવા બીજાઓના સબધમા નકામા ગપ્પા મારવા, એ મનુષ્યનો સ્વભાવ થઇ પડ્યો છે મનુષ્યને તેમા એક જાતનો રસ અને ઉત્સાહ આવે છે જ્યા શાન, વૈરાગી, હિતકર, પરના ગુણોની વાત ચાલતી હોય ત્યા મનુષ્ય કટાળી જાય છે, તમા તેને રસ આવતો નથી પણ જ્યા બીજાઓના દૂષણો ચર્ચાતા હોય, બીજાની બદબોઈ થતી હોય ત્યા મનુષ્યને સ્ફુર્તિ આવે છે, અને પોત પણ તે વાતમા ભાગ લેવા માડે છે, અને ખોટીખરી અનેક બાબતો તેમા ઉમેરીને વાતને રસમય બનાવવા પ્રયત્ન સેવે છે

જો મનુષ્ય પોતાના જ કાર્યમા લક્ષ આપે, બીજાઓને મદદની જરૂર હોય અને પોત ત આપી શકે તમ લાગતુ હોય તો તે આપવા માટે બીજાના કામમા રસ લે, તે સિવાય જો પોત પોતાના વિચારો, વચનો અને કાર્યો પર લક્ષ આપે તો પોતાને ઘણો જ લાભ થાય

પણ મનુષ્યમા બીજાઓના કામમા માથુ મારવાની ઇચ્છા ઘણી પ્રબલ જણાય છે બીજાઓ કરતા પોતાનુ જ્ઞાન વધારે છે, અથવા પોતાને સારી આવડત છે તે બતાવવાને અને આ રીતે પોતાના અહકારને પોષવા જીવો પારકી બાબતોમા માથુ મારતા જણાય છે બીજો મનુષ્ય શું

કહે છે, કરે છે અથવા માને છે તેની સાથે આપણને કશો સબધ નથી તે વિષે આપણે છેક તટસ્થ રહેતા શીખવુ જોઈએ જયાસુધી તે મનુષ્ય બીજા મનુષ્યોની વચમા ન આવે ત્યા સુધી સ્વતત્ર વિચાર કરવાને, સ્વતત્ર શબ્દો બોલવાને, સ્વતત્ર કાર્ય કરવાને તેને સપૂર્ણ હક્ક છે આપણને જે યોગ્ય લાગે તે કરવાની આપણને સ્વતત્રતા હોવી જોઈએ, એવો હક્ક આપણે માગીએ છીએ, તો પછી આપણે બીજાને તેટલી જ સ્વતત્રતા ભોગવવા દેવી જોઈએ, અને જયારે બીજો કોઇ મનુષ્ય તેવી સ્વતત્રતાનો ઉપભોગ કરતા હોય ત્યારે તેની નિદા કરવાનો આપણને જરા પણ અધિકાર નથી જો આપણને એમ લાગતુ હોય કે અમુક મનુષ્ય અમુક ખોટુ કામ કરે છે, અને જો આપણે સભ્યતાથી અને ખાનગી રીતે તેને આપણા વિચારો દર્શાવવાના પ્રસગ લઈએ તો તેને સમજાવી શકવાનો સભવ છે, પણ ઘણી બાબતોમા તો આમ કરવુ તે પણ અયોગ્ય રીતે માથુ મારવા જેવુ કામ છે જો આપણે ત્રીજા મનુષ્ય સન્મુખ જઈ તે બાબત જણાવીએ તો તેની નિદા કરી કહેવાય અને નિદા તે તો મોટો દુર્ગુણ છે

નિદાના વિચારમાત્રથી ઘણો અનર્થ પેદા થાય છે દરેક મનુષ્યમા ગુણ તેમજ અવગુણ રહેલા છે પ્રભુ સિવાય કોઇ પણ જીવ પૂર્ણ નથી "થોડા ઘણા અવગુણો સૌ ભર્યા રે, કોઇના નળીઆ ચુવે, કોઇના નેવ રે" તો પછી આપણે તેના અશુભનુ ચિતન કરી સામાના દોષને પુષ્ટિ આપીએ છીએ જો તેનામા તે અવગુણ હોય તો તે પુષ્ટ થાય છે અને ન હોય તો પણ તેનુ વારવાર ચિતન કરીને દોષનુ બીજ તેનામા રોપવા જેવો પ્રયત્ન આપણા વિચા

રથી થાય છે વળી જગતનુ વાતાવરણ બગડતુ જાય છે જગતમા પરદોષદષ્ટિ વધે છે, પણ સૌ કરતા મોટો ગેર ફાયદો તો આપણને થાય છે કે આપણુ વાતાવરણ મલિન બને છે પારકાના દોષરૂપી મલિન જળમા સ્નાન કરવાથી આપણી શુદ્ધિ કેવી રીતે થઇ શકે ?

વળી આપણે વિચારો કરવાથી અટકતા નથી, પણ આપણે બીજાના દોષની કરેલી શોધ લોકો આગળ અતિ શયોક્તિના આથિયા પૂરી, મીઠુ મરચુ ભભરાવી, લલકા રીએ છીએ અને તેઓ પણ તેમા બહુ જ રસપૂર્વક ભાગ લે છે તેઓ તે વાત બીજાઓને જણાવે છે આવી રીતે સેકડો મનુષ્યો તે કમભાગ્ય મનુષ્યની નિંદા કરવામા ભાગ લે છે અને તેનો દોષ સુધારવાનુ કામ ઘણુ કઠણ બને છે નિંદાથી કોઇ સુધર્યું નથી અથવા સુધરવાનુ નથી આપણે ધારીએ તો પ્રેમથી—દિલસોજીથી એકાતમા કોઇ ની ભૂલ જણાવી, તેને આપણો બનાવી, તેની ભૂલ કદાચ સુધારી શકીએ

વળી નિંદા કરવામા સમયનો દુરુપયોગ થાય છે, લોકોમા વેરવૃત્તિઓ અને કલહ જાગે છે, મન ઘણુ કલુ-ષિત બને છે નિંદા કરનાર પર કોઈ વિશ્વાસ રાખતુ નથી તે બીજાના દોષો જ શોધતો હોવાથી તેના જ્ઞાનચક્ષુ પર પડલ આવી જાય છે અને તેને સર્વત્ર દોષ જ જણાવા લાગે છે તે બીજા સબધી વિચારો કરવામા એટલો બધો મગ્ન થઇ જાય છે કે તે પોતાનુ ભાન ભૂલી જાય છે

નિંદા ત્યાગ કરવાના ઘણા સાધનો છે દરેક મનુષ્યમા ગુણો તથા દોષો રહેલા છે ગુણ ઉપર પ્રીતિ રાખો અને ગુણોને પુષ્ટિ આપો, એટલે દુર્ગુણો ચાલ્યા જશે જે મનુ

ષ્યને ઉપયોગી કામો કરવાના નથી તેવો મનુષ્ય જ આવા નિંદાના કામોમા રસ લઈ શકે જો મનુષ્ય ધારે તો— વિચાર કરે તો-ઉપયોગી કામોની ખોટ નથી મનુષ્ય પોતાનુ શરીર સુધારી શકે, નવરાશના સમયમા સારા પુસ્તકો વાચી શકે, શુભ ભાવનાઓનુ ચિતન કરે, કોઇ માદા મનુષ્યની મુલાકાત લે, કોઈ સેવા કરતી સસ્થાઓ સાથે જોડાઈ તેના હિતાર્થે કામ કરે, પોતાના પુત્રપુત્રીઓ તથા અન્ય કુટુબીજનોના હિતના સવાલો વિચારે અને તે પ્રમાણે વર્તે જો મનુષ્ય આવા કોઇ કામમા પોતાનો સમય વ્યતીત કરે, તો તેને પરની નિદા કરવાને કે ગપ્પા મારવાને અવકાશ જ મળે નહિ સમય ઘણો અલ્પ છે અને કાર્ય કરવાના ઘણા છે, માટે સુજ્ઞ મનુષ્યો તો તે અલ્પ સમયનો સાથી શ્રેષ્ઠ ઉપયોગ કરે છે તેઓ અનુપયોગી અને ઉપયોગી કામો વચ્ચે પ્રથમ વિવેક કરે છે અનુપયોગી કામોનો ત્યાગ કરી તેઓ ઉપયોગી કામો કરે છે અને આગળ જતા ઉપયોગી અને વિશેષ ઉપયોગી કામો વચ્ચે ભેદ પાડી વિશેષ ઉપયોગી કામો કરવા પ્રેરાય છે પોતાનાથી બનતુ વિશેષમા વિશેષ ઉપયોગી કામ કરવાને જો મનુષ્ય પ્રયત્ન કરે, તો તેને નિદા માટે કે ગપ્પા માટે કે પારકી કુથલી માટે સમય ક્યાથી મળી શકે ?

નિંદા ત્યાગ કરવાનો એક બીજો ઉપાય એ છે કે— પારકી નિંદાની વાતો સાભળવી બધ કરો બીજો કોઈ પારકાની નિંદા કરતો હોય તો તે સાભળવા ના પાડો આ રીતે નિદા સાભળવાનો રસ ઓછો થશે, તો પછી નિદા કરવામા તો રસ રહેશે જ ક્યાથી ?

જો કોઇનું શુભ કામ જુઓ તેને અનુમોદન આપો, પણ બીજાના ખોટા કામની નિંદા ન કરતા ઉદાર બનો જ્યાં ત્યાં નિષ્કારણ કોઇની નિંદા કરવાથી સામાને કે આપણને કોઇને પણ લાભ થતો નથી

નિંદા એ જીવનનું મોટામાં મોટું પાપ છે નિંદા એ દોષદૃષ્ટિનું પરિણામ છે જો તેવો મનુષ્ય પારકા કામમાં માથું મારે છે તો તેનો હેતુ મોટે ભાગે બીજાઓને મદદ કરવાનો નહિ, પણ બીજાઓના છિદ્રો અને નિર્બળતાઓ જાણવાનો હોય છે જે મનુષ્ય નિંદાના પાપથી બચે છે, તેને સમય ઘણો મળે છે તે બહુ સારી રીતે આત્મનિરીક્ષણ કરી શકે છે તે અંતર્મુખ થઇ પોતાના ગુણદોષ સારી રીતે તપાસી શકે છે અને આ રીતે આત્મસુધારણા કરવા તેને ઘણો અવકાશ મળે છે તે મનુષ્ય સ્વાધ્યાય પણ સારો કરી શકે છે સ્વાધ્યાય એટલે સ્વનો અધ્યાય, એટલે આત્માના સ્વરૂપનું ચિંતન-' હું કોણ છું ? મારું સ્વરૂપ શું ? મારું કર્તવ્ય શું ? મારું સાધ્ય શું ? ' આવા વિચારો કરવામાં જો તે પોતાનો સમય પસાર કરે તો તેને અંદરથી ઘણું જાણવાનું મળે બહારનું રમણ-રટણ જ્યારે બંધ થાય અથવા ઓછું થઇ જાય ત્યારે અંદરનું રટણ થવા લાગે છે, તો પછી જે મનુષ્ય પરપરિવાદ-પારકા સંબંધી નકામી વાતો, કુથલીઓ-ગપ્પા-નિંદા વગેરેનો ત્યાગ કરે છે, તેની વાણી પર તેમજ મન પર અપૂર્વ સંયમ આવતો જાય છે અને મનને બહારની પરિસ્થિતિ પર ઓછું ધ્યાન આપવાનું હોવાથી તે અંતર્મુખ બને છે અને ત્યાં તેને અપૂર્વ શાંતિનો અનુભવ થાય છે

# પ્રકરણ ૧૭ મુ.

## માયામૃષાવાદવિરમણ

સત્તરમુ પાપસ્થાનક માયામૃષાવાદ છે માયાનુ આઠમુ પાપસ્થાનક અને મૃષાવાદનુ બીજુ પાપસ્થાનક મળી ૧૭ મુ માયામૃષાવાદનુ પાપસ્થાનક ઉદ્ભવે છે માયામૃષા વાદ એટલે કપટ અસત્યયુક્ત, બીજા શબ્દોમા કહીએ તો ઢોંગ-દભ છે શ્રીમદ્ યશોવિજયજીના શબ્દો પ્રમાણે આ માયામૃષાવાદનો દોષ વિષને વધારવાની સ્થિતિ, અથવા સર્પને છછેડવાની ક્રિયા છે

ઢોંગની ઉત્પત્તિનુ કારણ એ છે કે-મનુષ્ય હોય તેના કરતા સારો દેખાવા ઇચ્છે છે, પોતાનુ અજ્ઞાન અને પોતાના દોષ ઢાકી પોતે જ્ઞાની અને નિર્દોષમા ખપવા માગે છે આ કારણથી-લોકોના ખોટા ભયથી પોતે અનેક રીતે અસત્ય બોલે છે અને કપટક્રિયા કરે છે, પોતે બોલેલુ એક અસત્ય અથવા કરેલુ એક ખોટુ કામ છુપાવવા મનુષ્ય જૂઠની પરપરા સેવે છે અને પછી તે અસત્ય અને કપટ એટલુ બધુ વધી જાય છે કે તેનાથી તે છુપાવી શકાતુ નથી અને તેની દશા ઘણી દયાજનક થાય છે

ઢોંગના એટલા બધા ગેરફાયદા છે કે તેનો પૂરો વિચાર પણ આવી શકે નહિ, છતા કેટલાક ગેરફાયદા વર્ણવવામા આવશે ઢોંગ લાબો સમય ટકતો નથી અને કપટ પકડાય છે ત્યારે તેની કેટલીક સત્ય બાબતો હોય તે પણ ઢોંગ ભેગી તણાઇ જાય છે અને તે સર્વથા પાપી કે અસત્યવાદી

હતો, એમ લોકો માનવાને દોરાય છે ઢોંગથી તેના આત્મા પર પડલ આવી જાય છે વારવાર અસરલ અને કપટમય-વક્ર વિચારો કરવાથી તેનું મન પણ તેવું જ વક્ર બને છે, એટલે આત્માના સીધા કિરણો તે મનદ્વારા પ્રકટી નીકળતા નથી નથી તેનો આત્મા સત્ય અને અસત્ય વસ્તુ વચ્ચેનો ભેદ પારખી શકતો નથી સત્યવાદી જ અનેક અસત્ય બાબતોમાથી કયી સત્ય બાબતો છે, તે એકદમ સમજી શકે છે જે મનુષ્યો બીજાને છેતરવા જાય છે તે જાતે જ છેતરાય છે, કારણ કે એક મનુષ્ય અપ્રમાણિકપણે થોડો સમય વ્યાપારમા બીજાને છેતરે, પણ જ્યારે તેનું કપટ પકડાય ત્યારે લોકો તેની સાથેની લેવડદેવડ ઓછી કરે, એટલે તેની આવક ઓછી થાય આમ આખરે તો ઢોંગ અથવા કપટનો આશ્રય લેનાર મનુષ્ય વ્યવહારમા પણ પાછો પડે છે અને આટલો સમય કપટ અને અપ્રમાણિક પણાનો આશ્રય લઇ પોતાના મનને જે નુકસાન કર્યું તની તો કિંમત આકી શકાય જ નહિ જ્યારે ઢોંગ પકડાય છે ત્યારે ત ઢોંગી મનુષ્ય પરથી સર્વનો વિશ્વાસ ઉઠી જાય છે

મનુષ્ય ઢોંગ કરે, અસત્ય બોલે, કૂડકપટ કરે, પણ તેમા તનું હૃદય ડંખ માર્યા વિના રહેતું નથી કપટી મનુષ્ય નિરતર બીકણ હોય છે ગમે તેટલો નિર્ભયતાનો ડોળ કરે, પણ સૂર્યના પ્રકાશિત કિરણ આગળ જેમ ધુમ્મસ વીખરાઈ જાય છે તેમ સત્ય અને પ્રમાણિક મનુષ્યની તેજભરી આંખો આગળ તેનું મુખ ઢીલું પડી જાય છે, તેનું તેજ ઝાંખું પડી જાય છે આખું વિશ્વ સત્ય પર રચાયું છે, માટે સત્યના નિયમોનો ભંગ કરી જગતને છેત

રનાર મનુષ્ય લાંબો કાળ વિજય પામી શકે નહિ કુદરત પોતાના નિયમોનો ભગ લાંબો સમય સહન કરી શકે જ નહિ, માટે આત્મ અભ્યાસી મનુષ્યે કપટ અને અસત્યને પોતાના હૃદયમાથી દેશવટો આપવો

ઉપદેશસપ્તતિકા નામના ગ્રન્થમા માયાકપટીની કેવી દુર્દશા થાય છે, તે ઉપર એક દૃષ્ટાંત આપેલુ છે

શ્રી તિલકપુરમા ધર્મબુદ્ધિ અને પાપબુદ્ધિ નામના બે વણિક રહેતા હતા ધર્મબુદ્ધિ સરલસ્વભાવી તેમજ પરહિતચિતક હતો અને પાપબુદ્ધિ કપટી, માયાવી અને વિશ્વાસુને છેતરનારો હતો બનેને વેપાર નિમિત્તે મૈત્રી થઇ લોકો એમ કહેતા હતા કે-કાષ્ઠ અને કરવત જેવો આ યોગ છે, તથાપિ પોતાના ઉત્તમપણાથી ધર્મ બુદ્ધિએ તે પાપબુદ્ધિનો ત્યાગ કર્યો નહિ બન્ને જણ વેપાર નિમિત્તે બીજે દેશ ગયા અને વ્યવસાય કરી દરેક હજાર સોનામહોરો કમાયા તે બન્ને પોતાના ગામ તરફ પાછા વળ્યા જ્યારે પોતાનુ નગર પાસે આવ્યુ ત્યારે પાપ બુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યુ—"મિત્ર! આટલુ બધુ ધન નગરમા કેમ લઇ જવાય? માટે કેટલુક અહી જ દાટી મૂકીએ, પછી યોગ્ય અવસરે તે લઇ જઈશુ, કારણ કે ધનને અનેક પ્રકારે રાજા, ભાગીદાર અને ચોરથી ભય હોય છે" આમ સાભળી ધર્મબુદ્ધિએ પાચ સો સોનામહોર એક વૃક્ષ નીચે દાટી તેને વિશ્વાસ પમાડવા પાપબુદ્ધિએ પણ તેમજ કર્યુ પછી તેઓ પોતપોતાને ઘેર ગયા પાપ બુદ્ધિ રાત્રે છાનોમાનો બન્નેનુ દાટેલુ ધન લઇ ગયો એક દિવસ પાપબુદ્ધિને ધર્મબુદ્ધિ આવી કહેવા લાગ્યો

૮

કે "મિત્ર! ચાલો હવે આપણે તે દાટેલુ ધન કાઢી આવીએ" ત્યા જઇને જોયુ તો ખાડો ખાલી જોવામા આવ્યો. પાપબુદ્ધિ ઘણો વિલાપ કરવા લાગ્યો અને છેવટે તેણે ધર્મબુદ્ધિ ઉપર આક્ષેપ મૂકતા કહ્યુ "હે દુષ્ટ! તે જ આ કામ કર્યુ છે, કારણ કે આપણા બે વિના બીજુ કોણ આ વાત જાણતુ હતુ?" ધર્મબુદ્ધિ કહે–"હુ કદી એવુ કામ કરુ નહિ કોઇ પાપીએ તે કામ કર્યુ હશે." આમ બન્ને વચ્ચે વિવાદ થયો અને વાત રાજસભામા ગઈ બન્નેના સાક્ષી વિષે પૂછવામા આવતા પાપબુદ્ધિ બોલી ઉઠ્યો કે– મારા સાક્ષી દેવતા છે રાજાએ કહ્યુ–પ્રભાતે તેની પરીક્ષા થશે પાપબુદ્ધિએ રાત્રે પોતાના પિતાને સઘળી હકીકત કહી અને જગલમા જઇ વૃક્ષના કોતર(પોલ)મા ભરાઇ બેસવા જણાવ્યુ અને રાજા પૂછે ત્યારે "પાપબુદ્ધિ નિષ્કલક છે અને ધર્મબુદ્ધિ તસ્કર છે," એમ કહેવાનુ સૂચવ્યુ પ્રભાતે રાજા પ્રધાન વગેરે અમલદારો તથા ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ વગેરે લોકો ત્યા હાજર થયા સવાલ પૂછતા પાપબુદ્ધિના પિતાએ ગોઠવેલો જવાબ આપ્યો લોકો આમતેમ જોવા લાગ્યા પણ કોઇ મનુષ્ય નજરે પડયો નહિ ધર્મબુદ્ધિએ તરત જ સમયસૂચકતા વાપરી જણાવ્યુ કે–"આ કોટરને બાળી નખાવો એટલે દેવ કે મનુષ્ય પ્રત્યક્ષ થાય" કોટર બાળવાની શરૂઆત કરી કે તરતજ પાપબુદ્ધિનો પિતા તે કોટરમાથી ગભરાતો ગભરાતો બહાર નીકળ્યો પ્રશ્ન પૂછતા તેણે સર્વ સત્ય નિવેદન કર્યુ લોકો તથા અમલદાર વર્ગ તેને તથા તેના પુત્રને ધિક્કારવા લાગ્યા. રાજા પાપબુદ્ધિને ભારે શિક્ષા કરવા

તૈયાર થયો પણ ધર્મબુદ્ધિએ તેને તેમ કરતા વાર્યો ગજા વગેરે ધર્મબુદ્ધિની પ્રશસા કરવા લાગ્યા માયામૃષાવાદ આ ભવમા પણ દુ ખ આપે છે

હવે માયામૃષાવાદ તજવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય **સત્ય અને સરલતા** છે જો કે સત્યવાદી અને સરલ મનુષ્યોને પ્રારભમા કદી દુ ખ પડે, કેટલીક અડચણોમાથી પસાર થવુ પડે, પણ અતે સત્યનો જય થાય છે સત્યવાદી અને સરલ પ્રકૃતિવાળો જીવ ઘણી ત્વરાથી પોતાનો વિકાસ કરી શકે છે તે નિર્ભય બને છે, તે નિરતર શાતિ જાળવે છે અને તેવા મનુષ્યનુ શરીર પણ નિરોગી રહે છે પરસ્પર અનુકૂલ આદોલનો તેના શરીરમા ચાલે છે, તેથી રોગના વિરોધી આદોલનો જવા માડે છે નિષ્કપટી અને સત્યપ્રિય મનુષ્ય હજારો અસત્ય બાબતોમાથી, સત્ય બાબતો કઈ છે તે તુરત જ પારખી શકે છે સત્યનો સદ્ગુણ આવતા બધા દુર્ગુણો નાશ પામવા લાગે છે, કારણ કે જે મનુષ્યને સત્ય બોલવાનુ હોય છે તે કેટલાક પાપો તો કરી શકે જ નહિ તેને તો સત્ય હોય તે જ બોલવાનુ હોય છે, તેથી ઘણા પ્રકારની કુટિલતાથી તે બચી જાય છે

જે મનુષ્ય અસત્યથી, કપટથી અથવા ઢોગથી બીજાને છેતરવા પ્રયત્ન કરે છે તેનો પોતાનો અતરાત્મા અવરાય છે, તેથી તે અતરાત્માનો અવાજ સાભળી શકતો નથી અથવા તો તેની ઝાખી પામી શકતો નથી, માટે જેમ બને તેમ મનુષ્યે ઢોગનો ત્યાગ કરી સરલ પ્રકૃતિવાળા બનવુ જ્યા સરલતા છે ત્યા પવિત્રતા છે અને જ્યા પવિત્રતા છે ત્યા જ પ્રભુનો વાસ છે

## પ્રકરણ ૧૮ મુ

### મિથ્યાત્વશલ્યવિરમણ

આ મિથ્યાત્વશલ્ય એ અઢારમું અને છેલ્લું પાપસ્થાનક છે તે છેલ્લુ છે પણ સૌથી પ્રથમ સ્થાન ભોગવે તેવું છે ઉપા૦ યશોવિજયજી કહે છે કે–ત્રાજવામા એક બાજુ સત્તર પાપસ્થાનક મૂકો ને એક બાજુ આ ૧૮ મુ મૂકો તો આ વધે તેમ છે તેનો અર્થ એ થાય છે કે–મનુષ્યોના હૃદયમા જ્યા સુધી મિથ્યાત્વરૂપી વિષ પ્રવેશેલુ હોય છે ત્યા સુધી તે મનુષ્ય કોઈ પણ કામ તથાવિધ ભાવથી કરી શકતો નથી મિથ્યાત્વ એટલે સત્યને અસત્ય માનવુ અથવા અસત્યને સત્ય માનવું તે મિથ્યા એટલે જૂઠુ વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખવી તે જ્ઞાન અને વસ્તુને અવસ્તુરૂપે ઓળખવી તે મિથ્યાત્વ છે સાધુને અસાધુ તરીકે અને અસાધુને સાધુ તરીકે, માર્ગને ઉન્માર્ગ તરીકે અને ઉન્માર્ગને માર્ગ તરીકે, ધર્મને અધર્મ તરીકે અને અધર્મને ધર્મ તરીકે–ટૂંકમા વસ્તુને અવળે રૂપે સમજવી એ સર્વ મિથ્યાત્વ છે જ્યા સુધી મિથ્યાત્વ અથવા અસદ્જ્ઞાન હોય ત્યા સુધી સદ્ભાવ સભવે નહિ અને અસદ્જ્ઞાનરૂપી વિષ હૃદયમા પેઠુ હોય ત્યા સુધી અનેક પ્રકારની શકાઓ અને પ્રશ્નો થયા કરે છે તેવી સ્થિતિમા મનુષ્ય દૃઢ નિશ્ચયથી કાઈ પણ કામ કરી શકે નહિ અને શ્રદ્ધાપૂર્વકના જ્ઞાન વિના ચારિત્ર સભવી શકે જ નહિ આ મિથ્યાત્વ ઉત્પન્ન થવાના બે મુખ્ય કારણો છે એક અજ્ઞાન અને બીજુ દુરાગ્રહ

જે મનુષ્યને રૂપાનુ જ્ઞાન ન હોય તે ચળકતી છીપને રૂપા તરીકે માની લેય છે, જેને સાચા હીરાનુ જ્ઞાન ન હોય તે પુખરાજને હીરો ગણી લેય તેમ સદ્વસ્તુનુ જ્ઞાન જીવને ન હોય

તો અસદ્વસ્તુને સદ્વસ્તુ તરીકે માની લેય છે આનુ નામ મિથ્યાત્વ અથવા અસત્ય જ્ઞાન આ મિથ્યાત્વ સદ્જ્ઞાનથી નાશ પામે છે સત્ય વસ્તુ જાણતા મનુષ્ય અસત્યને ત્યાગ કરે છે મહાવીર પ્રભુ પાસે જે દ્વિજો–બ્રાહ્મણો દીક્ષા લઇ ગણધર થયા તે સર્વને જ્ઞાન નહોતુ એમ નહિ, જ્ઞાન તો હતુ, પણ તેમા કેટલાક દોષ હતા, તેઓ જ્ઞાનનુ સત્ય તત્ત્વ જાણવા આતુર હતા તેથી સત્ય જ્ઞાન મળતા તેઓએ પોતાનો અજ્ઞાનવાળો મત છોડી દીધો, માટે મિથ્યાત્વ અથવા અસદ્જ્ઞાન દૂર કરવાનો સારો ઉપાય સદ્જ્ઞાન છે લોકોને સદ્જ્ઞાન આપવામા આવે તો ઘણા જીવો પોતાની ભૂલો સુધારવા તૈયાર હોય છે

ઇગ્લાડમા એક એવો વિચારક પક્ષ છે કે જે પોતાને Agnostic કહેવરાવે છે તેનો અર્થ 'અજ્ઞાનવાદી' એવો થાય છે તેઓ કહે છે કે " અમને અમુક બાબતોના પુરાવા આપો, એટલે અમે તે વાત માનવાને તૈયાર છીએ " આવા મનુષ્યો જ્ઞાનના જિજ્ઞાસુ કહેવાય, અને તેમને સદ્જ્ઞાન આપવામા આવે તો તે પોતાની ભૂલ કયા છે ? તે સમજી તે દૂર કરવા પ્રયત્ન કરે પરતુ કેટલાક એવા મનુષ્યો હોય છે કે–જેઓ દુરાગ્રહી હોય છે તેમને સમજાવવાનુ કામ ઘણુ કઠણ છે તેઓ પ્રથમ પકડેલી વાતને કદાપિ મૂકતા નથી **तातस्य कूपोऽय इति ब्रुवाणा क्षार जल कापुरुषा पिबन्ति–** આ બાપનો કૂવો છે, એમ કહી કાયર પુરુષો બીજે મિષ્ટ જળ મળતુ હોય છતા ખારુ જળ પીએ છે તેમનામા વિવેકશક્તિ હોતી નથી એ તો સમય જતા દુ ખ પામીને જ્ઞાન પ્રાપ્ત કરે દુરાગ્રહીને સુધારવાનો બીજો માર્ગ જ નથી એક

## પ્રકરણ ૧૮ મુ

### મિથ્યાત્વશલ્યવિરમણ

**આ** મિથ્યાત્વશલ્ય એ અઢારમું અને છેલ્લું પાપસ્થાનક છે તે છેલ્લુ છે પણ સૌથી પ્રથમ સ્થાન ભોગવે તેવું છે ઉપા૦ યશોવિજયજી કહે છે કે—ત્રાજવામા એક બાજુ સત્તર પાપસ્થાનક મૂકો ને એક બાજુ આ ૧૮ મુ મૂકો તો આ વધે તેમ છે તેનો અર્થ એ થાય છે કે—મનુષ્યોના હૃદયમા જ્યા સુધી મિથ્યાત્વરૂપી વિષ પ્રવર્તેલુ હોય છે ત્યા સુધી તે મનુષ્ય કોઈ પણ કામ તથાવિધ ભાવથી કરી શકતો નથી મિથ્યાત્વ એટલે સત્યને અસત્ય માનવુ અથવા અસત્યને સત્ય માનવું તે મિથ્યા એટલે જૂઠું વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખવી તે જ્ઞાન અને વસ્તુને અવસ્તુરૂપે ઓળખવી તે મિથ્યાત્વ છે સાધુને અસાધુ તરીકે અને અસાધુને સાધુ તરીકે, માર્ગને ઉન્માર્ગ તરીકે અને ઉન્માર્ગને માર્ગ તરીકે, ધર્મને અધર્મ તરીકે અને અધર્મને ધર્મ તરીકે—ટૂકમા વસ્તુને અવળે રૂપે સમજવી એ સર્વ મિથ્યાત્વ છે જ્યા સુધી મિથ્યાત્વ અથવા અસદ્જ્ઞાન હોય ત્યા સુધી સદ્ભાવ સભવે નહિ અને અસદ્જ્ઞાનરૂપી વિષ હૃદયમા પેઠુ હોય ત્યા સુધી અનેક પ્રકારની શકાઓ અને પ્રશ્નો થયા કરે છે તેવી સ્થિતિમા મનુષ્ય દૃઢ નિશ્ચયથી કાઈ પણ કામ કરી શકે નહિ અને શ્રદ્ધાપૂર્વકના જ્ઞાન વિના ચારિત્ર સભવી શકે જ નહિ આ મિથ્યાત્વ ઉત્પન્ન થવાના બે મુખ્ય કારણો છે એક અજ્ઞાન અને બીજુ દુરાગ્રહ

જે મનુષ્યને રૂપાનુ જ્ઞાન ન હોય તે ચળકતી છીપને રૂપા તરીકે માની લેય છે, જેને સાચા હીરાનુ જ્ઞાન ન હોય તે પુખરાજને હીરો જાણી લેય તેમ સદ્વસ્તુનુ જ્ઞાન જીવને ન હોય

તો અસદ્વસ્તુને સદ્વસ્તુ તરીકે માની લેય છે આનુ નામ મિથ્યાત્વ અથવા અસત્ય જ્ઞાન આ મિથ્યાત્વ સદ્જ્ઞાનથી નાશ પામે છે સત્ય વસ્તુ જાણતા મનુષ્ય અસત્યનો ત્યાગ કરે છે મહાવીર પ્રભુ પાસે જે દ્વિજો-બ્રાહ્મણો દીક્ષા લઇ ગણધર થયા તે સર્વને જ્ઞાન નહોતુ એમ નહિ, જ્ઞાન તો હતુ, પણ તેમા કેટલાક દોષ હતા, તેઓ જ્ઞાનનુ સત્ય તત્ત્વ જાણવા આતુર હતા તેથી સત્ય જ્ઞાન મળતા તેઓએ પોતાનો અજ્ઞાનવાળો મત છોડી દીધો, માટે મિથ્યાત્વ અથવા અસદ્જ્ઞાન દૂર કરવાનો સારો ઉપાય સદ્જ્ઞાન છે લોકોને સદ્જ્ઞાન આપવામા આવે તો ઘણા જીવો પોતાની ભૂલો સુધારવા તૈયાર હોય છે

ઇગ્લાંડમા એક એવો વિચારક પક્ષ છે કે જે પોતાને Agnostic કહેવરાવે છે તેનો અર્થ 'અજ્ઞાનવાદી' એવો થાય છે તેઓ કહે છે કે "અમને અમુક બાબતોના પુરાવા આપો, એટલે અમે તે વાત માનવાને તૈયાર છીએ" આવા મનુષ્યો જ્ઞાનના જિજ્ઞાસુ કહેવાય, અને તેમને સદ્જ્ઞાન આપવામા આવે તો તે પોતાની ભૂલ ક્યા છે? તે સમજી તે દૂર કરવા પ્રયત્ન કરે પરતુ કેટલાક એવા મનુષ્યો હોય છે કે-જેઓ દુરાગ્રહી હોય છે તેમને સમજાવવાનુ કામ ઘણુ કઠણ છે તેઓ પ્રથમ પકડેલી વાતને કદાપિ મૂકતા નથી तातस्य कूपोऽयं इति ब्रुवाणा क्षारं जलं कापुरुषा पिबन्ति- આ બાપનો કૂવો છે, એમ કહી કાયર પુરુષો બીજે મિષ્ટ જળ મળતુ હોય છતા ખારુ જળ પીએ છે તેમનામા વિવેકશક્તિ હોતી નથી એ તો સમય જતા દુ ખ પામીને જ્ઞાન પ્રાપ્ત કરે દુરાગ્રહીને સુધારવાનો બીજો માર્ગ જ નથી એક

કવિએ કહ્યુ છે કે અજ્ઞાન સુખે આરાધી શકાય છે અને વિશેષજ્ઞને તો તેથી વધારે સુખે આરાધાય છે, પરંતુ દુર્વિદગ્ધ મનુષ્યને તો કોઇ રીતે સમજાવી શકાતો નથી

તત્ત્વવિદ્યા ઉપર શ્રદ્ધા એનુ નામ જ સમ્યગ્દર્શન, એમ જૈનશાસ્ત્રકારો કહે છે જ્ઞાન અને ચારિત્રની વચ્ચે આ શ્રદ્ધાના અંકોડાની ખામી જ્યા ત્યા દૃષ્ટિગોચર થાય છે કેટલાક મનુષ્ય જાણે પણ તે પ્રમાણે વર્તી શકતા નથી, કારણ કે તેના દિલમા તે જ્ઞાન વિષે પૂર્ણ શ્રદ્ધા હોતી નથી જ્યા શ્રદ્ધા આવી એટલે તે પ્રમાણે અવશ્ય કાર્ય થવાનુ કદાચ મનુષ્ય પોતાના જ્ઞાન પ્રમાણે આચરણ ન કરી શકે, પણ જો તેને તે જ્ઞાન પર શ્રદ્ધા હોય તો વહેલોમોડા તે પ્રમાણે વર્તવાનો આ જ્ઞાન તે Right belief-સાચી શ્રદ્ધા છે તેટલા વાસ્તે કહેવામા આવ્યુ છે કે-ચારિત્રભ્રષ્ટા સિધ્યન્તિ ચારિત્રથી ભ્રષ્ટ થયેલા જીવો પણ સિદ્ધિ પામે, અર્થાત્ અત્યારે પોતાની માન્યતા પ્રમાણે જીવો આચરણ ન રાખી શકતા હોય, છતા જો તમની માન્યતા સત્ય હોય તો ધીમે ધીમે તેમની મા યતા કાર્યમા ઉતરશે અને તેઓ ઇષ્ટસિદ્ધિ કરી શકશે પણ જો મનુષ્ય સત્ય શ્રદ્ધાથી ડગ્યો તો તે સર્વથા ડગ્યો સમજવા, તેની સિદ્ધિ થતી નથી આ બાબત પર જૈનશાસ્ત્રકારો ઘણો ભાર મૂકે છે અને તે વ્યાજબી પણ છે સચ્ચારિત્રનુ મૂળ સતશ્રદ્ધા છે અને તેનુ મૂળ સદ્જ્ઞાન છે, માટે જ કહેવામા આવ્યુ છે કે તત્ત્વોને યથાર્થ સમજો તે પર શ્રદ્ધા રાખો અને જ્યા સદ્જ્ઞાન પ્રાપ્ત થયુ એટલે મિથ્યાત્વ ચાલ્યુ જશે, હૃદયમા અપૂર્વ બળ આવશે, કારણ કે અજ્ઞાન જતા જીવને આત્માના અસ્તિત્વ પર, આત્માના અમરત્વ પર, કર્મના નિયમ પર,

પુનર્જન્મના સિદ્ધાંત પર, સાધુઓ, ઉપાધ્યાયો, આચાર્યો, અર્હંતો, સિદ્ધો પર તથા પોતાનામા રહેલા અપૂર્વ બળ પર વિશ્વાસ આવશે-શ્રદ્ધા પ્રકટશે, પછી સર્વ મુશ્કેલીઓ દૂર થશે આત્માના બલુનમા શ્રદ્ધાનો પવન ભરાશે, પછી નજીવી દોરીઓ તૂટતાં વાર લાગશે નહિ અને બલુન પોતાનો ઊંચે ઊડવાનો માર્ગ લેશે, માટે જ કહેવામા આવે છે કે સમ્યગ દર્શન થતા-તત્ત્વો પર પૂર્ણ શ્રદ્ધા થતા જીવનો ઘણો માર્ગ કપાઈ જાય છે અને તેને પાછા પડવાનુ ભાગ્યેજ થાય છે તે જીવ હવે નિર્વાણ સુધી વહેતા ઝરામા પગ મૂકે છે ત્યાથી આગળ વધ્યા કરે છે શ્રદ્ધા પર્વતને પણ હલાવે છે શ્રદ્ધા એ પરમબળ છે શ્રદ્ધા એટલે દૃઢ નિશ્ચય મનુષ્યને જ્યાં મતૂતત્ત્વો પર શ્રદ્ધા થઇ એટલે તેનુ જીવન ઉન્નત થયા વિના રહેતુ નથી શ્રી હરિભદ્રસૂરિએ ધર્મબિન્દુમા કહ્યુ છે કે—

राजदण्डभयात्पाप, नाचरत्यधमो जनः ।
परलोकभयादूमध्यः, स्वभावादुत्तमो जनः ॥ १ ॥

અધમ પુરુષ રાજદંડના ભયથી પાપકર્મ કરતો નથી, મધ્યન પ્રકારનો મનુષ્ય પરલોકના ભયથી ખોટુ કામ કરતો નથી અને ઉત્તમ પુરુષ તો સ્વભાવથી જ તેવા કામથી અલગ રહે છે જે ઉત્તમ પુરુષ છે તે તો જ્ઞાનદષ્ટિથી પોતાના-આત્માના સ્વભાવને સમજે છે અને પાપકર્મ કરતો નથી, પણ મધ્યમ પ્રકારનો મનુષ્ય જો તેને ધર્મના તત્ત્વો પર શ્રદ્ધા હોય તો પાપકર્મ કરે નહિ પરભવમા અશુભ કાર્યોના અશુભ ફળો ભોગવવા પડશે, એવી તેને પૂર્ણ પ્રતીતિ હોય તો તેનાથી ખોટા કામો થાય જ કેવી રીતે ? કેપ્ટન પર શ્રદ્ધા રાખી આપણે વહાણમા બેસી સમુદ્રને ઓળગી

જાણીએ છીએ તેમ જ્ઞાની-સર્વજ્ઞ મહાત્માઓ-તીર્થંકરોના વચનો પર શ્રદ્ધા રાખી તેમના વચન પ્રમાણે આપણું જીવન ગાળી આપણે પણ આત્મશ્રેય સાધી શકીએ તેઓ નિષ્કારણ જગદબંધુ હતા તેમને અસત્ય બોલવાનો હેતુ ન હતો તેઓનું ઉચ્ચ અને પરોપકારી જીવન જ આ બાબતની સાક્ષી પૂરે છે અને જો આપણે તેમના કહ્યા પ્રમાણે વર્તવા માંડીએ તો અહીં ને અહીં આપણને તેમના વચનની સત્યતા જણાઇ આવે છે, તો પછી જે બાબતોમા આપણી મતિ કામ ન કરતી હોય, તેવી બાબતોમા તેમના વચન પર શ્રદ્ધા રાખી વર્તીએ તો લાભ થવાનો મોટો સંભવ છે જે કામ આપણી નૈતિક ભાવના કે અંત કરણ વિરુદ્ધ હોય તેવુ કાર્ય ગમે તેવો મહાપુરુષ કહે તો પણ આપણે કરવાનુ નથી, પણ જ્યા ધર્મોના સત્યો પર શ્રદ્ધા રાખવાથી બળ, ઉત્સાહ, ઉચ્ચતા અને સમભાવ પ્રકટ થતા હોય ત્યા તેવી શ્રદ્ધા રાખવી એ વાજબી છે

શ્રદ્ધાથી માનેલી સત્ય વાતો ધીમે ધીમે આપણા અનુભવજ્ઞાનમા આવે છે અને પછી દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે સાચી શ્રદ્ધા થયા પછી મિથ્યાત્વનુ શલ્ય ( તીર ) હૃદયમાથી હમેશ માટે ખેંચાઇ જાય છે અને આપણે પણ જોશપૂર્વક-શક્તિપૂર્વક આપણા ખરા ઉદ્ગારો કાઢી શકીએ છીએ, પછી આપણને સમ્યગ્દર્શન થશે અને આપણુ જીવન તદ્દન બદલાઇ જશે આ મિથ્યાત્વ-અજ્ઞાન ગયુ અને સત્ય તત્ત્વો પર શ્રદ્ધા ઉત્પન્ન થઇ એટલે બીજા પાપસ્થાનકોનો ત્યાગ કરવાનુ કામ ઘણુ સુગમ થાય છે અને આપણા પૂર્વના કર્મ ઘણા નિબિડ ( તીવ્ર ) હોય તો અલ્પ સમયમા આપણે આત્મકલ્યાણ કરી શકીએ છીએ

હવે મિથ્યાત્વના ૭૧ પ્રકારો જાણવાની જરૂર હોવાથી તેઓ પૈકી પ્રથમ સજ્ઞાઆશ્રી દશ ભેદ કહે છે સજ્ઞા મિથ્યાત્વ એટલે વસ્તુ અમુક છતા તેને બીજા રૂપમા કહેવી-માનવી તે

૧ **ધર્મ**—જ્ઞાન દર્શન ચારિત્રાદિ, તેને **અધર્મ** માનવો

૨ **અધર્મ**—હિસા, અસત્ય, મૈથુનાદિ તેમા **ધર્મ** માનવો તે યજ્ઞ-યાગાદિમા તેમ જ કન્યાદાનાદિમા જે પુન્ય માનવામા આવે છે તેનો આ પ્રકારના મિથ્યાત્વમા સમાવેશ થાય છે

૩ **સન્માર્ગ**—શ્રાવક ને સાધુના વ્રત નિયમાદિને **ઉન્માર્ગ** માનવો તે

૪ **ઉન્માર્ગ**—કાયકલેશ, કદમૂળભક્ષણ, રાત્રિભોજનાદિને માર્ગ માનવો તે

૫ **અસાધુ**—કચન તથા કામિનીના ભોગી, સસારમા આસક્ત એવાને સાધુ માનવા તે

૬ **સાધુ**—કચન તેમજ કામિનીથી ન્યારા, પચ મહાવ્રતધારી મુનિરાજને **અસાધુ** માનવા તે

૭ **જીવ**—ચૈતના લક્ષણવાળાને **અજીવ** માનવો, જીવને પચમહાભૂતનુ કાર્ય માનવુ, જીવનુ અસ્તિત્વ જ ન માનવુ તે

૮ **અજીવ**—પૌદ્ગલિક પદાર્થોને કોઈ કારણને લઇને તેમા વૃદ્ધિ, હાનિ થતી દેખી **જીવરૂપ** માનવા તે

૯ **મૂર્ત્ત**—મૂર્તિમાન્-રૂપી એવા કર્મ વગેરેને **અમૂર્ત્ત** માનવા તે

૧૦ **અમૂર્ત્ત**—જીવ, આકાશ વગેરેને **મૂર્ત્ત** માનવા તે

અથવા મુક્ત જે સર્વ કર્મોને ખપાવી મોક્ષને પ્રાપ્ત થયેલા છે તેને **અમુક્ત** માનવા અને **અમુક્ત**–જે હરિહરાદિ–ખરી મુક્તિને નહીં પામેલા–સસારમા જન્માદિ ધારણ કરવાવાળા તેમને **મુક્ત** માનવા તે

આ દશ પ્રકારના મિથ્યાત્વ સજ્ઞાને આશ્રીને છે

હવે મિથ્યાત્વના બીજા મુખ્ય પાચ ભેદો કહે છે—

૧ **અભિગ્રહિક**—પોતપોતાના મતનો આગ્રહ–અમે ગ્રહણ કર્યો છે તે ધર્મ જ સાચો છે, બીજા બધા ખોટા છે એમ માનવુ તે એવો આગ્રહ જૈનધર્મીને જૈન ધર્મ પ્રત્યે હોય તો તે મિથ્યાત્વ ગણાતુ નથી, પરતુ ત્યા આગ્રહ હોતો જ નથી ત્યા તો જે સર્વ દોષ રહિત હોય તે **દેવ**, જે કચનકામિનીના ત્યાગી તથા ગુરુના ગુણોથી સયુક્ત હોય તે ગુરુ અને જે દયાસયુક્ત હોય તેમ જ અધર્મનો કોઈ પણ પ્રકારનો જેમા સમાસ ન હોય તે **ધર્મ** આમ ખુલ્લી માન્યતા હોય છે ત્યા અમુક જ દેવ, અમુક જ ગુરુ એવો ખોટો આગ્રહ હોતો નથી–તેને તો ગુણની સાથે જ સબધ હોય છે

૨ **અનભિગ્રહિક**—બધા ધર્મ સારા, બધાને માનીએ, કોઇને નિંદીએ નહીં, બધા દેવને પગે લાગીએ, બધા ગુરુની ભકિત કરીએ, આવી મૂઢતાવાળી માન્યતા તે અનભિગ્રહિક મિથ્યાત્વ છે, કારણ કે તેને સુવર્ણ કે લોહની પરીક્ષા જ કરતા આવડતી નથી અને ગોળ ખોળ બન્નેને તે સરખા–ભક્ષ્ય માને છે

૩ **આભિનિવેશિક**—આમા સત્ય માર્ગ જાણ્યા છતા કોઇ પ્રકારનો આગ્રહ બધાઇ જવાથી અસત્ય માર્ગની–અસત્ય

હકીકતની પ્રરૂપણાનુ કરવાપણુ છે આ મિથ્યાત્વ બહુ જ વિષમ છે જાણીબુઝીને અસત્ય પ્રરૂપણા કરનાર સમજાવ્યો સમજતો નથી, કેમકે તેને તો સમજવુ જ નથી જેમ વર્તમાન કાળે કેટલાક ઢુઢકપથી સાધુઓ શાસ્ત્રાધારથી જિનપ્રતિમાને પૂજનિક તથા વદનિક જાણે છે-માને છે, છતા પોતાના કુમાર્ગને ત્યજી શકતા નથી તેમ

૪ સાશયિક—જિનવચનમા શકા કરવી તે શકાના બે પ્રકાર છે એક મિથ્યાત્વરૂપ શકા છે કે જેમા 'આમ સર્વજ્ઞે કહ્યુ છે, પણ તે તો કાઈ સત્ય લાગતુ નથી' આવી વિચારણા હોય છે બીજી શકા અરુ તત્ત્વ સમજવાની આકાક્ષા-રૂપ છે તેમા 'પોતાના અલ્પજ્ઞપણાથી અમુક વાત બરાબર સમજાતી નથી તેથી તે ગીતાર્થ ગુરુ પાસે સમજવા યોગ્ય છે' એવા પ્રકારની વિચારણા છે આ શકા મિથ્યાત્વરૂપ નથી

૫ અનાભોગિક—અવ્યક્ત એવા એકેદ્રિયથી આરભીને અસજ્ઞી પચેદ્રિય સુધીના જીવોને જે મિથ્યાત્વ હોય છે તે

આ પાચ ભેદો કર્મબધના મુખ્ય હેતુ તરીકે અનાદિ કાળથી ચાલ્યા આવતા પ્રસિદ્ધ છે

હવે લૌકિક ને લોકોત્તર દેવગત, ગુરુગત ને પર્વગત મિથ્યાત્વના છ ભેદ કહે છે —

૧ લૌકિક દેવગત મિથ્યાત્વ-રાગ, દ્વેષ, મોહાદિ દોષવાળા હરિહરાદિ દેવોને દેવ તરીકે માનવા તે

૨ લૌકિક ગુરુગત મિથ્યાત્વ-કચનકામિનીના ભોગી, સસારમા આસક્ત, કદમૂળભક્ષણ, રાત્રિભોજનાદિ પાપક્રિયામા

પ્રવૃત્તિ કરનાર બાવા, જોગી, સાધુ, સંન્યાસી વગેરે કુલિંગ ધારીઓને ગુરુ તરીકે માનવા તે

૩ લૌકિક પર્વગત મિથ્યાત્વ–હોળી, બળેવ, નવરાત્રિ વગેરે અનેક મિથ્યાત્વીઓના પર્વને પર્વ તરીકે માની તેનું આરાધન કરવું તે

૪ લોકોત્તર દેવગત મિથ્યાત્વ–લોકોત્તર દેવ વીતરાગ સર્વ દોષવિમુક્ત તેની આ લોકના સુખને માટે, પુત્રાદિની, ધનાદિકની, સ્ત્રી વગેરેની પ્રાપ્તિની ઇચ્છાએ ભક્તિ કરવી અથવા માનતા કરવી તે

૫ લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ–પંચમહાવ્રતધારી, સંસારથી વિરક્ત શુદ્ધ મુનિમહારાજની આ લોક સંબંધી પૂર્વોક્ત સુખાદિકની પ્રાપ્તિ માટે ભક્તિ કરવી તે અથવા પાસત્થા, દુરાચારી અને માત્ર યતિવેશધારીને ગુરુ તરીકે માનવા ને તેની ભક્તિ કરવી તે

૬ લોકોત્તર પર્વગત મિથ્યાત્વ–જ્ઞાન પંચમી, મૌન એકાદશી, પોસ દશમી, પર્યુષણાદિ પર્વોનું આરાધન અથવા આંબિલ, ઉપવાસાદિ તપ આ લોકના સુખની ઇચ્છાએ તે તે પર્વાદિકને દિવસે કરવો તે

આ છ પ્રકારો પૈકી પાછના ત્રણ પ્રકારના મિથ્યાત્વ ધર્મી કહેવાતા માણસો–શ્રાવક, શ્રાવિકાઓ પણ સેવે છે, પરંતુ તે પરિણામે બહુ હાનિકારક છે, તેથી ઉત્તમ જીવોએ ઇહલોક સંબંધી પૌદ્ગલિક સુખની વાંચ્છા તજી દઈને માત્ર મોક્ષસુખની ઇચ્છાએ જ શુદ્ધ દેવ, ગુરુનું ને લોકોત્તર પર્વનું આરાધન કરવું

આ કુલ એકવીશ ( ૧૦+૫+૬ ) પ્રકારના મિથ્યાત્વ જે તજે ને ગુરુના ચરણને ભજે તે પ્રાણી પાપથી લેપાય નહીં, અને મિથ્યાત્વ જવાથી મત્સરદ્રોહાદિક અન્ય દોષો પણ તેનાથી દૂર જાય છે એવા સમકિતધારી, શ્રુતોક્ત આચારવડે સદાચારવાળા અને શાસનની ઉન્નતિ કરવાવાળા પ્રાણીઓ ભક્તિ કરવા યોગ્ય છે તેમની સેવાભક્તિ કરવાથી તેવા ગુણો પોતાને પણ પ્રાપ્ત થાય છે

હવે કર્ત્તા મિથ્યાત્વને ઉપમાદ્વારા પ્રરૂપે છે કર્ત્તા કહે છે કે–આ જગતના અન્ય વ્યાધિઓ તો ઔષધવડે પણ દૂર થાય છે, પરંતુ મિથ્યાત્વ તો **પરમ રોગ** છે તે જેમ તેમ દૂર થતો નથી વળી બીજો અંધકાર તો દીપકથી દૂર થાય છે, પરંતુ મિથ્યાત્વ તો **પરમ અંધકાર** છે તે જેમ તેમ દૂર થતો નથી અન્ય અંધકારમાં પૌદ્ગલિક વસ્તુઓ દેખાતી નથી, પરંતુ આ પરમ અંધકાર તો શુદ્ધ માર્ગ તથા આત્મસ્વરૂપને જણાવા દેતો નથી મિથ્યાત્વ **પરમ શત્રુ છે.** સામાન્ય શત્રુ હોય તે બહુ વિનાશ કરે તો સુખના સાધનોનો કે છેવટ એક ભવ આશ્રી પ્રાણનો વિનાશ કરે, પણ આ પરમ શત્રુ તો અનંત જન્મમરણ આપે છે, ને અનંતા ભવોમાં અનંતી દુઃખની રાશિ પ્રાપ્ત કરાવે છે **પરમ શસ્ત્ર** તે મિથ્યાત્વ છે, અન્ય શસ્ત્ર તો દેહનો ઘાત કરી શકે છે, પણ આ પરમ શસ્ત્ર તો આત્માનો–આત્મગુણનો વિઘાત કરે છે **પરમ નરક** તે મિથ્યાત્વ છે રત્નપ્રભાદિ સાત નરકમાં જનારનો તો અમુક કાળે છૂટકો થાય છે, પરંતુ મિથ્યાત્વરૂપ નરકમાં સંચરેલાનો તો અનંતકાળે પણ છૂટકો થતો નથી **પરમ દૌર્ભાગ્ય, પરમ દારિદ્ર, પરમ સંકટ,**

**પરમ કાંતાર ને પરમ દુર્ભિક્ષ** એ બધી ઉપમા મિથ્યાત્વને ઘટે છે ખરું દુર્ભાગીપણું મિથ્યાત્વીનું જ છે, ખરી દારિદ્રતા તેની જ છે કે જેની પાસે ધર્મરૂપી ધન અંશમાત્ર પણ નથી પરમ સંકટ મિથ્યાત્વ જ છે કે જે અનાદિકાળનું છે અને તેનો ક્યારે અંત આવશે તે કહી શકાતું નથી પરમ ભયંકર–મહાન્ અટવી કે જેમાં ભૂલો પડેલો માણસ અટવાઈ અટવાઈને મરી જાય પણ બહાર નીકળી શકે નહીં એવી અટવી તે મિથ્યાત્વ છે તેમાં ભરાયેલા–ફસી પડેલા પ્રાણીનો અનંત કાળે પણ છૂટકો થતો નથી ખરેખરો મહાન્ દુષ્કાળ તે મિથ્યાત્વ છે, કારણ કે અન્ય દુષ્કાળ તો પરિમિત કાળના હોય છે અને તેમાં દેહને ભોજન મળતું નથી, પરંતુ આ દુષ્કાળ તો અપરિમિત કાળનો છે ને તેમાં આત્માને સ્વગુણનું ભક્ષ મળતું નથી આવા સર્વદોષસંપન્ન મિથ્યાત્વને કોઈ પણ ઉપાયે તજવાથી જ ખરું સુખ પામી શકાય તેમ છે તે લક્ષમાં રાખવા યોગ્ય છે

## ૧૮ પાપસ્થાનકમાં મૃષાવાદને લગતા ૬ પાપસ્થાનક

અઢાર પાપસ્થાનકોમાં ૬ પાપસ્થાનકો મૃષાવાદને લગતા છે તે છ પાપસ્થાનકોનું શી રીતે મૃષાવાદપણું છે તે સમજવાનો વિચાર કરીએ

૧ પ્રથમ તો **મૃષાવાદ** એટલે અસત્ય બોલવું આમાં અસત્ય માત્ર ખોટું બોલવું તેને કહ્યું નથી, પરંતુ જે બોલવાથી અન્ય જીવોને ખેદ થાય કે તેનું અનિષ્ટ થાય તેને

પણ અસત્ય કહ્યુ છે એટલા માટે પથ્ય, હિત અને મિત એ ત્રણ વિશેષણવાળુ સત્ય બોલવાનુ શાસ્ત્રકારોએ કહ્યું છે તે ' સત્ય સત્ય જ નથી કે જે બોલવાથી અન્ય જીવને ખેદ થાય ' તેથી તેવુ વચન બોલવુ નહીં

૨ કુલહ—આ બારમુ પાપસ્થાનક છે કલહથી જીવો પોતાપણાને ભૂલી જાય છે અને બોલવામા વિવેક રાખી શકતા નથી એટલુ જ નહીં પણ પછી સત્યાસત્ય બોલવાનો વિવેક પણ સાચવી શકતા નથી એટલે આ પાપસ્થાનકનુ મૃષાવાદપણુ સ્વત સિદ્ધ છે

૩ અભ્યાખ્યાન—એટલે બીજાને કલ ક આપવુ તે સાચી વાત પણ જે અન્યને કલ કરૂપ થાય તેવી હોય અને તે જો પૂરી ખાત્રી કર્યા વિના બોલાય તો તે પણ કલ કરૂપ છે આ પાપસ્થાનકની ટેવ પડ્યા પછી ખોટુ કે સાચુ કલ ક આપવુ તેનો નિયમ રહેતો નથી તેથી એમા મૃષાવાદપણુ આવી જવાનો અત્યત સ ભવ છે

૪ પૈશુન્ય—ચાડી ખાવી તે કોઇની ગુપ્ત રાખવા જેવી હકીકત્ કે જે બહાર પડવાથી તેની અપકીર્તિ થાય અને બીજા પ્રકારે પણ હાનિ થાય તે તેના વિરોધીને કહેવી તેનુ નામ ચાડી ખાવી કહેવાય છે આમા સાચા ખોટાની વિવક્ષા જ કરવાની નથી એ ચાડી તો સામા માણસને દુ ખ ઉપજાવવા અથવા હાનિ કરવા માટે જ ખવાતી હોવાથી મૃષાવાદરૂપ જ ગણવાની છે, એટલે એનુ મૃષાવાદપણુ સિદ્ધ જ છે

૫ પરપરિવાદ—પારકી નિંદા કરવી તે આમા

પારકા ગુણુ ગ્રહણ ન કરતા એના દોષ જ ગ્રહણ કરવાપણું હોય છે કેટલીક વખત દ્વેષબુદ્ધિને કારણે ગુણને પણ દોષ રૂપે જોવાય છે અને તેને નિંદારૂપે કહેવામા આવે છે આવી ટેવ જે મનુષ્યને પડી હોય છે તે બીજાના ગુણ જોઇ શકતો નથી, એટલુ જ નહીં પણ સાભળી પણ શકતો નથી તેની પાસે જો કોઇ અન્યના ગુણાનુવાદ કરે તો તે દૂધમાથી પુરા કાઢવાની જેમ તેમાથી દોષ શોધી કાઢે છે કહ્યુ છે કે-' દોષ નજરથી નિંદા હોવે, ગુણ નજરે હોય રાગ એટલે ગુણને દોષ જોવામા-શોધવામા આપણી નજર જ કામ કરે છે આવી ટેવવાળાને મોટી હાનિ તો એ થાય છે કે એનામા કોઈ પણ ગુણ ટકી શકતો નથી એની દૃષ્ટિ જ બદલાયેલી રહે છે એટલે આમા પોતાથી જ પોતાનો આત્મા ભારે થાય છે એટલે તેને પ્રગટપણે મૃષાવાદ કહી શકાય તેમ છે

૬ **માયામૃષાવાદ**—આમા તો મૃષાવાદ પ્રગટપણે જ કહેલ છે, પણ તેમા માયા શબ્દ વધારેલો છે, તેથી શાસ્ત્ર કાર તેને વધારેલા વિષ જેવુ કાતીલ વિષ કહે છે એને વંકેલા વાઘના બાળકની અને અવળા પકડેલા શસ્ત્રની ઉપમા આપી છે કે જેથી આત્માને પારાવાર હાનિ થાય છે

ઉપર પ્રમાણે છ પાપસ્થાનક મૃષાવાદને લગતા જ છે તે સબધમા મુખ્ય તો વાણીવ્યાપાર છે, પરતુ તેનો ઉદ્ભવ અતઃકરણની મલિનતામાથી થાય છે એટલે તે સર્વથા ત્યાજ્ય છે એમા કાયવ્યાપારની ગૌણતા છે, વાણી વ્યાપાર મુખ્ય છે

સમાપ્ત.

# —પ્રભુ-પ્રાર્થના—



દુહા

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ,
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ? ૨

નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ,
આપતણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહીં ૩

જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ,
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ ૪

'હું પામર શું કરી શકું?' એવો નથી વિવેક,
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક ૫

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચળ રૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ,
કથા અલભ્ય તુજ પ્રેમની, નહીં તેનો પરિતાપ. ૭

ભક્તિમાર્ગ પ્રવેશ નહીં, નહિ ભજન દૃઢ ભાન,
સમજ નહિ નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન ૮

કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદા - ધર્મ;
તોય નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ ૯

સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ,
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ ૧૦